છૂ. કિ. ૧૫ રૂ. ISSN 2319-7862 - Dalitchetna



શ્રી પ્રીતેશ અમીન

# દલિતચેતના

દર મહિનાની ૧૩મી તારીખે પ્રકટ

વર્ષ : ૭, અંક - ૧ ૨, સળંગ અંક : ૮૪, ઓક્ટોબર : ૨૦૧૩

તંત્રી

મનોજ પરમાર



પ્રકાશક :- મનોજ પરમાર
એ- ૨૫, પરિમલ સોસાયટી, કીર્તિધામ તીર્થ પાછળ,
ચાંદખેડા - ૩૮૨૪૨૪ (જિ. ગાંધીનગર)
મો. ૯૯૨૪૩૭૪૬૫૬
E-Mail : manojparmar1977@gmail.com
મોહન પરમાર : ૯૬૬૨૯૯૮૬૫૮૫

## ● સૂચનાઓ ●

● 'દલિતચેતના' દર મહિનાના ૧૦મા તારીખે પ્રકાશિત થાય છે. ● 'દલિતચેતના'નું વાર્ષિક લવાજમ રૂા. ૧૫૦ અને આજીવન લવાજમ રૂા. ૧૦૦૦ છે. લવાજમ રોકડા કે ચેકથી વર્ષમાં ગમે ત્યારે સ્વીકારવામાં આવશે. અમદાવાદ બહારની બેંકોના ચેક મોકલનારે ૫૦ રૂપિયા કમિશન સાથે ૧૦૫૦નો ચેક મોકલવા વિનંતી. ● 'દલિતચેતના'માં પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી જે તે લેખકોની રહેશે. ● અસ્વીકૃત કૃતિ પરત મેળવવા માટે જરૂરી ટપાલ ટિકિટો લગાડેલું પોતાના નામ - સરનામાવાળું પરબિડિયું મોકલવું જરૂરી છે. ● દલિતચેતના'ના છૂટક અંકની કિંમત રૂા. ૧૫ છે. ● 'દલિતચેતના'માં દલિતોના વિકાસને લગતા તમામ પ્રકારના લખાણો પ્રગટ કરવામાં આવે છે. સાહિત્ય, શિક્ષણ, સમાજલક્ષી લેખો, જેવા અનેકવિધ વિષયના વિદ્વાનો પોતાની કૃતિ મોકલી શકે છે. ● ટપાલથી ગેરવલ્લે થયેલા અંકની જવાબદારી તંત્રીની રહેશે નહિ. પત્રથી જાણ કરનારને અંક હશે તો મોકલી અપાશે. ● સંપાદકીય પત્રવ્યવહાર તંત્રી શ્રી મનોજ પરમાર, એ-૨૫, પરિમલ સોસાયટી, કીર્તિધામ તીર્થની પાછળ, ચાંદખેડા-૩૮૨૪૨૪ (જિ. ગાંધીનગર) સરનામે કરવો. ● લવાજમ ભરનાર, શુભેચ્છકો, જાહેરખબર આપનારે શ્રી મનોજ પરમારના નામનો ચેક આપવો.

## દલિતચેતના :- ઓક્ટોબર - ૨૦૧૩

## અનુક્રમણિકા



# સર્જક પરિચય

## પ્રીતેશ અમીન

| | | |
|---|---|---|
| જન્મ તારીખ | :- | ૧-૬-૧૯૫૩ |
| જન્મ સ્થળ | :- | ગામ - ભુવાલડી, તા. દસક્રોઈ, જિ. અમદાવાદ |
| વતન | :- | ગામ - ભુવાલડી, તા. દસક્રોઈ, જિ. અમદાવાદ |
| હાલનું સરનામું | :- | ૩૦, નીલકમલ સોસાયટી, ડૉ. જીવરાજ મહેતા હોસ્પીટલ નજીક, રીઝર્વ બેન્ક ઓફીસર ક્વાર્ટર સામે, પાલડી, અમદાવાદ-૩૮૦૦૦૭ |
| અભ્યાસ | :- | એમ.એ., બી.એડ. |
| વ્યવસાય | :- | મામલતદાર તરીકે નિવૃત્ત (વર્ષ - ૨૦૧૧) |
| સંપર્ક | :- | (M) ૯૮૭૯૬૩૫૪૬૬ (O) ૦૭૯-૨૬૬૧૦૫૩૧ |

પ્રકાશિત પુસ્તકો :-

૧. એકલતાનું આકાશ (૨૦૦૩ - નવલકથા)
૨. સપનાંના સૂરજ આથમી ગયા (૨૦૦૩ - વાર્તાસંગ્રહ)
૩. આર્તનાદ (૨૦૦૩ - કાવ્યસંગ્રહ)

હવે પછી..

૧. એક આયખામાં બે મારગ (જીવનચરિત્ર)
૨. વેદનાની ગળથૂથી (નવલકથા)
૩. ઉઘાડી આંખે જોયેલું જગત (નિબંધસંગ્રહ)
૪. હૂફાળાં હૈયાં (રેખાચિત્રો)
૫. વેદનાનો ચિત્કાર (કાવ્યસંગ્રહ)
૬. શૂન્યમાં સંઘરેલા આંસુ (આત્મકથા)
૭. છવીસ ગામ નાની દશકોશી ગોળના રહેવાસીઓની ઓળખ (સંશોધન)

નોંધ :-

પ્રીતેશ અમીનના નામે એક વાર્તાસંગ્રહ, એક કાવ્યસંગ્રહ અને એક નવલકથા આપનાર આ સર્જક પ્રારંભના વર્ષોમાં પુરુ સોલંકીના નામે વાર્તા/કવિતાઓ લખતા. તેઓ આપણા જાણીતા દલિત કવિ શ્રી નીરવ પટેલના ગામ ભુવાલડીના વતની છે. ભુવાલડીમાં ચોથું ધોરણ પાસ કરીને સારું શિક્ષણ આપતી સી.એલ. સરસ્વતી કુંજ, કઠવાડી હાઈસ્કૂલમાં ધોરણ પાંચમાં (વર્ષ-૧૯૬૪) પ્રવેશ્યા. ત્યાં મેળવેલ શિક્ષણ સાથેની પ્રત્યેક ક્ષણોએ એમના

વતનના વળગણરૂપ બનેલ આત્મીય વાતાવરણે એમનામાં સુષુપ્ત પડલા લેખકને જગાડ્યો. આ લેખકનું પ્રથમ અવતરણ થયું મૌલિક અને કલ્પનાના રંગથી લખાતા નિબંધોમાં - નિબંધની નોટોમાં, ત્યારબાદ સૌ પ્રથમ કવિતા તા. ૧૮-૧-૭૦ના રોજ 'એક જ ડાળનાં પખી'થી લખવાની શરૂઆત કરી. ત્યારથી એમની સાહિત્ય સર્જનયાત્રા આજ સુધી ચાલુ રહી છે. સંપાદક વગરના સામયિક 'કાળો સૂરજ'ના ૧૫-૮-૮૦ના અંકમાં એકીસાથે ચાર દલિત કવિતાઓ પ્રગટ થઈ ત્યારે પુરુ સોલંકી નામનો એક દલિત કવિ અસ્તિત્ત્વમાં આવ્યો છે તેની સહુએ નોંધ લીધી. તે પૂર્વે 'ધારા' નામના સામયિકમાં એમની 'એક કવિતા' પ્રગટ થયેલી. ૧૯૭૪માં એકમાત્ર અંક રૂપે પ્રગટ થયેલા 'નીરવ' નામના સામયિકમાં પણ એમની કવિતા પ્રસિદ્ધ થયેલી. આ બધી વિગતો જોતાં પુરુ સોલંકી એક સક્ષમ કવિ તરીકે ઊભરી આવેલા જોઈ શકાશે. તે ભલે પછીના વર્ષોમાં એમની સર્જનયાત્રા ધીમી પડતી ગઈ. પરંતુ પ્રારંભના દલિત સાહિત્યકારોમાં એમની ગણના થાય તેવી એમની સર્જનશક્તિ છે. એ વખતના કવિઓ નીરવ પટેલ, દલપત ચૌહાણ, પ્રવીણ ગઢવી, બાલકૃષ્ણ આનંદ, યશવંત વૈરાગી, મંગળદાસ પરમાર, મધુરાનંદ, અમૃત સોંદરવા વગેરેમાં પુરુ સોલંકી એમની રચના પ્રક્રિયાને કારણે કવિતામાં અનોખા તરી આવે તેવા કવિ તરીકે પોંખાયા હતા.

પછીના વર્ષો ગુજરાત દલિત સાહિત્યમાં થયેલા સંપાદનો 'અસ્મિતા', 'દલિત કવિતા', 'વિસ્ફોટ' જેવા સંપાદનોમાં પુરુ સોલંકીના નામે જ કવિતાઓ ચયન પામી છે. પણ ૧૯૯૦ પછી તેઓ પુરુ સોલંકી મટીને પ્રીતેશ અમીન તરીકે પોતાની ઓળખ પ્રસ્થાપિત કરે છે. 'કવિતા', 'કવિલોક' જેવા સામયિકોમાં પણ એમની કવિતાઓ સમાન્તરે પ્રસિદ્ધ થતી રહી છે. ૨૦૦૩માં એકી સાથે નવલકથા, વાર્તાસંગ્રહ અને કવિતાસંગ્રહ પ્રગટ કરી પ્રીતેશ અમીન તરીકેની પોતાની ઓળખ એમણે સ્થાપિત કરી. હજી તો નવલકથા, કાવ્યસંગ્રહ, રેખાચિત્રો, આત્મકથા વગેરે ટૂંક સમયમાં પ્રગટ કરવાની ખેવના ધરાવે છે.

આપણા ગુજરાતી દલિત સાહિત્યનો આ એક ભૂલાઈ ગયેલો કવિ, વાર્તાકાર અને નવલકથાકાર છે. પણ એમને પોંખનારા વિવેચકોએ એમની નોંધ લીધી જ છે. રમણલાલ જોશી, હર્ષ બ્રહ્મભટ્ટ, વી.એસ. ગઢવી, હર્ષદ ત્રિવેદી જેવા વિદ્વાનોની સમીક્ષાનો લાભ પ્રીતેશ અમીનને મળ્યો છે. સ્વભાવે વિવેકી અને દેખાવમાં વિનમ્ર લાગતા આ લેખકમાં ભારોભાર સર્જનસિસૃક્ષા પડેલી છે. હવેના વર્ષોમાં પ્રીતેશ અમીન પોતાની લેખિની દ્વારા સહુ સાહિત્યરસિકોને ચોંકાવી દે તો આશ્ચર્ય પામવું નહિ. કેમકે આ લેખકની સાહિત્ય સાથેની પ્રીતિ અભ્યાસનિષ્ઠા અને લેખનનિષ્ઠા પરત્વેની છે.

- મનોજ પરમાર

# છેલ્લો વળાંક

o

## સંજય ચૌહાણ

વા

ર્તા

ભેમાએ ખાટલામાં પડે-પડે ડોક ઊંચી કરી.

કશું નજરે ન પડ્યું. ડોક જરા વધારે ઊંચી કરી. થોડીવારમાં ડોક દુઃખવા લાગી. ને એની આંખો ખેંચાઈ, કે તરત ધફ્ફ કરતી એની ડોક નીચે પટકાઈ. શ્વાસ ઊંડો ખેંચાયો. પછી બેય કોણી નીચે ટેકવી હફ્ફ દેતાંક બેઠો થઈ ગયો. તોય એની નજર એ બાજુ જાણે ચોંટી પડી હતી. સામે પથરાયેલી ખુલ્લી જગ્યા પછી શરૂ થતાં ઘરોની લાઈન. એમાં વચ્ચેના ખંઢોળિયાની પેલે બાજુ પડું-પડું થઈ રહેલું મોઘાનું ઝૂંપડુ માટીની ઢગલી જેવું લાગ્યું. ત્યાં અડીને બેઠું હતું કરશનનું ઘર. એની આગળ હિલ્લોળાતો લીમડો પણ ભેમા સામે મોઢુ વકાશીને જોઈ રહ્યો હોય તેવો જાણે વિચિત્ર લાગ્યો. કરશનના ઘરના બારણાની અંદર જવા મથતી ભેમાની નજર ખાંગી થઈ પાછી પડી.

- હાહરું આએ ના આવ્યું. દિયોર બારોબાર જતા થયા. બબડતાં આંખ પર હાથનું નેજવું કરી જોવાનો પ્રયત્ન કર્યો. હમણાં સફાઈ કામદારોના મુકાદમ અમરતને કરશનના ઘર તરફ જતો જોઈ ભેમાની ભીતર કશું ધણ-ધણી ઊઠ્યું હતું. - નક્કી સ્ટેશન વાળી ગટર ઊભરાઈ હોવી જોઈએ. એના વગર અમરત આવે નહીં, ભેમાના શરીરમાં ગરમાવો આવી ગયો હતો. એણે ઊંચો શ્વાસ લઈને દાંત ભચડવા જેવું કર્યું. કેસાજી હવે તારી વાત.. કેસાજી તારો કેસ ના કઢાવું તો કે'જે... જેવું બબડી ફરી કરશનના ઘર તરફ જોવા આંખો ઝીણી કરી. ગમે તેવું કામ હોય અમરત સીધો પોતાને ત્યાં આવતો. ને આજે એ અહીં આવ્યો હોવા છતાં બારોબાર ગયો હતો. - દિયોર હું માંદો પડ્યો એટલે તમારા કશા કામનો ના રહ્યો ? લ્યા લોક જનાવરનીયે કદર કરતું હોય છે ને હું તો માણસ છું ! ક્રોધથી ભેમાનું શરીર ધ્રુજવા લાગ્યું. ક્યારનો આંખો પર ધરી રાખેલો હાથ નીચે મૂક્યો. કપાળ દુઃખવા લાગ્યું. ગળામાં સોસ પડ્યો. બાજુમાં રમત રમી રહેલા કાન્યાને ભેમાએ બૂમ પાડી, 'ભૈ પાણી પાને..'

કાન્યાએ ખભા ઉલાળ્યા. એક તો ભેમો મુકાદમની રાહ જોઈ કંટાળ્યો હતો, ને નૈડાએ પાણી આપવાની ના કહી. મગજની નસ છટકે ના તો શું થાય ? ભેમાએ બાજુમાં પડેલો ધોકો રમરમાવ્યો. તે છોકરો તો

ખસી ગયો. પણ લાકડાની ભારી કરી રહેલી ડોસીની કેડોમાં વાગતાં-વાગતાં રહી ગયો. ડોસીની આંખો ખભે આવી ગઈ હત્ તારું નખ્ખોદ જાય તારું... હમણાં મારા રામ રમી જાત... મરતોય નથી કે માંચો મેલતોય નથી. કરતી ડોસી ઊભી થઈ. છેક છેલ્લા ત્રીજા લીંબડે જઈ ઊભેલા કાન્યા સામે જોઈ – આંમ આય આંમ આય... જેવું કરાંજતી છાછીયું કર્યું. પછી બબડતી પાણીનો લોટો ભરી ભેમાને આપતાં બોલી – હવે મર તો ખાટલો નવરો થાય. કહેતી પાછી લાકડાં પાસે જઈ બેઠી. ભેમાને થયું કે ધોકો લઈ ડોસીને થોડી પાંસરી કરે. ઊભા થવાનો પ્રયત્ન કર્યો. પણ પછી જપીને બેસી જવાનું યોગ્ય લાગ્યું. જોકે આજે એને ડોસી સામે લડવાનો ટાઈમ જ ક્યાં હતો ? એનું ધ્યાન તો કરશનના ઘર તરફ હતું. મુકાદમ અમરત એ બાજુ જતો ભળાયો હતો. ત્યારનો ભેમાનો જીવ ચરચરી રહ્યો હતો. હત્ તારું ભલું થાય તારું... ભેમાએ તારુ શું બગાળ્યું લ્યા ? તે ખબર પૂછવાનું ય ન સૂજયું ? ભેમાનું મન ઢીલું થઈ ગયું. સમય-સમય બળવાન કેનારે ખોટું નથી કીધું. એક વખત હતો કે મુકાદમ ખુદ ભેમાને પૂછીને ટોળી મોકલતો ને આજે - આ ભેમો કશાય કામ નો ના રહ્યો ?

બાજુમાં પડેલા રૂમાલથી ભેમાએ મોઢા પરથી પરસેવો લૂછ્યો. ફરી એ તરફ જોવા કરતો હતો ત્યાં કરશન અને મુકાદમ બેય આ બાજુ આવતા દેખાયા.

ભેમાની ડોક ઊંચી થઈ ગઈ. લોહી ગરમ થઈ દોડવા લાગ્યું. બેય છેક નજીક આવ્યા ત્યાં સુધી ભેમો આંખો ખેંચી-ખેંચીને જોતો રહ્યો.

‘બોલાં સરપંચ તબિયત કેવી છે ?’ અમરત ઘણી વખતે ભેમાને સરપંચ તરીકે બોલાવતો.

– ભગાના ભોલ જેવી. શબ્દો હોઠે આવી ગયા પણ ભેમાએ વાતને વાળી લીધી, ‘ભૈ હવે આમારો વારો પૂરો થયો. અમે તો થોડા દિવસના મહેમાન’ કહેતાં વળી આવેલું થૂક ભેમો ગળી ગયો. ‘બોલ અમરત કેમ આવવું પડ્યું.’ ભેમાએ સીધ્ધો સવાલ કર્યો.

અમરતે માથામાં ખણવા જેવું કર્યું. ‘આ રાંમાયણ, સ્ટેશન વાળી ગટરની... ઊભરાતી ને ઊભરાતી, એક તમે હતા તો મારે કહેવું ન પડતું. હવે આ કરશન છે પણ એને કંઈ કામ આવી પડ્યું છે તે સાંજે આવવાનું કહે છે જોઈએ હવે સાંજની વાત સાંજે. લ્યાં ત્યારે તબિયત સાચવો.’ કરશન અને અમરત બેય ચાલતા થયા, પણ ભેમાને જાણે ભરમમાં નાખતા ગયા. મનમાં જે હતું એજ થયું હતું. એજ તો ઈચ્છતો હતો કે સ્ટેશન વાળી ગટર બરોબર ઉભરાય, ને ચારે તરફ પાણી ફરી વળે. પછી કેસાજીને ખબર પાડવી હતી કે અમે કંઈ મફતનું નથી માગતા. ભેમાને જાણે કેસાજી ગંધમાં ઉધરસ ખાતો દેખાયો.

ગયા મહિને બનેલી પેલી ઘટનાને બિમારીથી પણ વધારે બાળી મૂક્યો હતો. શું કરે ? અમરતના શબ્દો વીંટળાઈ વળ્યા. તો યાદ આવ્યું કે ગયા મહિને એ સ્ટેશને ગયો હતો. વૈશાખનો લૂ ઝરતો તડકો ન વેઠાતાં સહેજ છાંયડો જોઈ ભેમો કેસાજીના ગલ્લા નીચે ઊભો રહેલો ત્યારે કેશોજી કેવું તાડૂકી ઊઠેલો - એ આગો હટ દિયોર આ માગતાને માગતા આવી ઊભા ખરા બપોરે, અહીં તારો બાપ કંઈ મૂકી ગયો છે ? જા હટ અહીંથી આગો ટળ... ને ભેમાને બળતા પગલે ત્યાંથી હટી જવું પડ્યું હતું. તે દિવસે ઊભા રસ્તે ભેમાને થયેલું હાહરું માંણસમાં

આપણી કોઈ ગણતરી જ નહીં. ને માગવા ગયા હોઈએ તો એમ કહે પણ એમ-નેમ ખાલી ઊભા રહીએ તોય ? એ આખી રાત ભેમાને ઊંઘ નહોતી આવી. પાછલા બધા દિવસોમાં કેવું કામ કર્યું હતું, એ યાદ આવતું રહેલું; કે ગામમાં ગટરો તો બનાવી દીધી. પણ સ્ટેશનની તો ગટર જ એવી બની હતી કે રોજ ઊભરાઈ જાય. બધા સફાઈ કામદારો બહાનાં બતાવી છટકી જતા. અલબત ભેમો કામ બાબતે છટકે તો સૂરજ અવળો ઉગે. એને કીધું નથી કે હડફ દઈ ઉતરી પડ્યો નથી. થોડીવારમાં પાણી જાય નાહું. એ જોઈ આજુ-બાજુની બધ્ધી દુકાનો વાળા ભેમાને કંઈક ને કંઈક અચૂક આપતા. એટલાથી સંતોષ માનનારા ભેમાએ ત્યારથી કોઈની સામે હાથ ન ફેલાવાનો વણ લખ્યો નિયમ લઈ લીધો હતો. છેક છૂટો થયો ને બિમારીમાં ખાટલે પડ્યો. તે આજ સુધી નિભાવ્યો. ભેમાના દીમાગમાં એ જ વાત નથી ઉતરતી કે કોઈ ના કરી શકે એવું કામ કરવાનું તોય કેસોજી જેવા છાંયડે બે ઘડી ઊભો રહેવા ન દે ઉપરથી તાડૂકી ઊઠે કે આગો ખસ. તે દિયોર કેસાજી અમે છાંયડેય ના ઊભા રહી શકીએ ? બસ તમારી ગટરો સાફ કરીએ તો જ સારા ? એમાં ને એમાં તો આ શરીર રોગનો રાફડો થઈ ગયું, શું ભાળ્યું ? આ ટીન-ટીન ટકોરો વગાડતા ચાલ્યા ને તોય તમારે મન અમારી કોઈ ગણતરી જ નહીં ?

બબડતો ભેમો ભફફ દઈ ખાટલામાં બેઠો થયો. એ દિયોર કેશોજી શું સમજતો હશે? વિચારતાં ભેમાના બિમાર મગજમાં એક તુક્કો સુઝયો. ભલે ચાલી શકાતું નહતું પણ સ્ટેશને જઈ ઊભરાતી ગટરોથી ત્રાસેલા કેસાજીની મનોદશા જોવાની ઈચ્છા થઈ. ને એમાં રમૂજ જેવું લાગતાં તરત અમલ કરવાનું નક્કી કરી લીધું. બીજુ તો એનાથી શું કરી શકાય ? ભેમાએ આંખો પટપટાવી. મનમાં થયું. ક્યારે પોતે ત્યાં પહોંચી જાય ? ને તાલ જોઈ નાચે ?

ભેમાએ ગોદડા નીચે મૂકેલો ધોકો તપાસી સાબૂત હોવાની ખાતરી કરી. ઉપરનું પહેરણ પહેર્યું. ગોદળુ ઊંચુ કરી ધોકો લીધો. પ્લાસ્ટીકનાં ખાસળાં ખોળવા નજર હાંફળી-ફાંફળી કરી નાખી. ક્યાંય ન દેખાતાં ડોસીને બૂમ મારી. 'અલ્યા કઉ સુ ખાસળાં ક્યાં મૂક્યા ?'

ડોસીએ નજર ફેરવી કે ડોળા ચાર થઈ ગયા. આ ડોસો શું લેવા બેઠો થયો હશે ? ડોસીએ ડાકલી હલાવી, 'શું કરવાં સે ખાસળા ?'

'મસાણમાં જવું સે ?' કહેતો ભેમો ધીમેથી ઊભો થઈ ગયો. ડોસી તો જોતી જ રહી ગઈ. દસ દિવસથી કુદરતી પ્રક્રિયા માટે માંડ ઊભો થતો. ને ક્યારેક તો પકડવો પડતો. ને આજે આમ ઉભેલો જોઈ ડોસી ડરી ગઈ. મનમાં થયું ડોસાને કંઈ વળગ્યું કે શું ? ડોસી તો જાણે ઊભી ચોટી પડી ન હોય એમ જોવા લાગી. 'અલ્યા કાન્યા તારા બાપાને બોલાવી લાવ લ્યા આ તારા ભાને તો કોઈ વળગ્યું લાગે સે.'

ભેમાએ ધોકો ઉગામવા જેવું કર્યું. હત્ તારી તે જાતને ખાસળાં મારું... ઉગામેલ ધોકોને પહોળા થયેલા ડોળા જોઈ ડોસી જાય નાઠી. હાહરું વંતર ભારે લાગે સે.

ભેમો બોલી પડ્યો, 'રાંડ નાટક મૂક ને હેઠી બેસ આજે શરીર થોડું સારું લાગે છે તે થયું કે મું સ્ટેશને જતો આવું.' કહીને ભેમાથી હસી પડાયું.

'અલ્યા ડોસા પણ બે અઠવાડીયાથી તો જાજરું મૂતંર કરવાય જવાનાય હાંહા હતા ને અચાનક આ તાકત ક્યાંથી આવી ?' ડોસીએ મૂંઝવણ ભરી નજરે ખૂણા તરફ હાથથી ઈસારો

કર્યો. ભેમાએ એ તરફ જઈ પગમાં ખાસડાં પરોવ્યાં ને ચાલતો થયો. જોકે એનાય મનમાં ડોસીનો પ્રશ્ન ગૂંજી ઊઠ્યો હતો કે હાહરું આ તાકાત આવી ક્યાંથી ? ભેમાને હસવા જેવું થયું. વળીને જોયું તો ડોસી આ તરફ જોતી મોઢુ વકાસી ઊભી હતી. ખુદ ભેમાનેય સમજ ના પડી, થયું કે હાહરું કંઈ વળગ્યું તો નથી ને ? પછી પાછો જાતે જ ખી ખી કરતો બબડી પડ્યો. હોવે કેસોજી વળગ્યો છે. ને ધોકો ઠક-ઠક કરતો ચાલ્યો. થોડો આગળ વધ્યો કે પહેરેલાં ખાસડાં કઠવા લાગ્યાં. નમી ને જોયું તો ખબર પડી કે એક પટ્ટી તૂટી જવાની તૈયારી કરી રહી હતી. ખાસડાં ઝાઝો સમય સાથે દે એવા ન લાગ્યાં. નિસાસો પડ્યો. આ ખાસડાં ખરા ટાઈમે તરકટ કરશે. તડકો માથે ઝીલતો ધીમે-ધીમે ચાલતો રહ્યો. સામે મળતાં ઓળખીતાં લોકોના ચહેરા પર ડોસી પાસેથી આવીને ચોંટી પડેલો પ્રશ્ન જોઈને રાજી થઈ ગયો. થયું કે સૌને મોઢા પર કહી દે કે નેનળીયાઓ શું ભેસના ગૂડા દેખી રહ્યા છો. હજુ તમારો ભા સાબૂત બેઠો સે. મનમાં બબડી હવામાં હાથ વીંઝવા જેવું કરતાં ઝડપ વધારી. એક તો ઊભા રહેવાના સાંસા છે, ને ઝડપથી ચાલવાનું તો કેમનું બને.. તોય જલદી પહોંચાય તો કેશાજીની સામે જ ભરાયેલા ખાબોચીયામાં ધોકો પછાડી-પછાડી પાણી ઉડાડવા મન તલ-પાપડ થઈ ઊઠ્યું. ધોકો કેવી રીતે પછાડવો એની જરા રીત ભાત શીખી લેવા જેવું લાગ્યું. પાછળ જોયું. ડોસી હજુ આ બાજુ જોઈ રહી હતી. ભેમાએ નજર ફેરવી, ચાલવા જતાં ઠેસ આવી, પડતાં-પડતાં રહી ગયો. તરત હાક થૂ કરી ને થૂક્યો. એ માનતો હતો કે રસ્તા વચ્ચે ઠેસ આવે તો સમજવું કે રસ્તા પર કોઈ વંતર હોય. ભેમાએ હોત્ તારી... કરી ધોકો જમીન પર પટક્યો. પછી ફરી ઉપરા-છાપરી ધોકો પછાડતાં બોલવા લાગ્યો. હત્ દિયોર કેસાજી ખરા તડકે તને ગટરમાં આડો કરું. ભેમાને બરોબર દાઝ ચડી. કેસલા તારી કેસેટ ઉતારું... તારી...

ફરી હાક થૂં કરી ને ચાલતા ભેમાના કાને અવાજ પડ્યો.

'ભેમાભા ક્યાં ઉપડ્યા ?'

જવાબમાં પાછળ જોયા વગર 'આવું છું.' ધીમું બોલી હાથ હલાવ્યો. ને તડકો ચીરતો ચાલી નીકળ્યો. થોડું ચાલતાં એના શરીર પર પરસેવો વળી આવ્યો. ચામડી બળવા લાગી. માથું તગતગી ગયું. ખભે રાખેલ રૂમાલ લઈ પરસેવો લૂછ્યો. પછી રૂમાલ માથે નાખી ઝપાટો બોલાવ્યો. એના જમણા પગના ખાસડાની પટ્ટી નીકળવા મથતી હોય તેવું લાગી રહ્યું હતું. અવળા પડતા પગથી ખિજાયો. દિયોર કેસાજીએ મારી આબરૂ લીધી. પરસેવાથી નીતરતું કપાળ તંગ થયું. એની નજર સામે છબ-છબ જેવું થવા લાગ્યું. બધી ગટરો સાફ કરવાનો ઈજારો જાણે ભેમાને આપ્યો હોય તેવું આખું ગામ માનતું હતું. સરકારી યોજનામાં ખુલ્લી ગટરો બની, પણ જ્યારે ભરાઈ જાય ત્યારે એ સાફ કરવા ભેમો સૌથી પહેલા ઉતરી જતો. એમાંય બસ સ્ટેશન પાસેની ગટર એવી બનાવાઈ હતી કે કેસાજીના ગલ્લા પાસેના વળાંક પર અવાર નવાર ભરાઈ જતી. ને રોડ પર થોડીવારમાં કિચ્ચડ થઈ જતો. ભેમો પહોંચે કે વેપારીઓના ચહેરા ખીલી ઉઠતા. એ ગટરમાં ઉતરે કે વાત પૂરી. એવા ભેમાને કેસાજીએ જે શબ્દોથી નવાજ્યો હતો એનો ખટકો રહી ગયો હતો. ભેમો મોકો ક્યારે મળે ? ની રાહ જોઈ રહેલો. એવી તક આવી ઊભી હતી. દોડવું હતું, પણ –

ખાસડાની પટ્ટી તૂટી પડવાની પૂરી તૈયારી કરી રહી હતી. કરડાકી નજર નાખી, હાહરું આ ખાહળું ખરા ટાઈમે ખેલ બગાડી ને જંપશે. ભેમાએ ઊભા રહી ને પટ્ટી સરખી કરી. પછી પાછળ જોયું ખાસ્સો રસ્તો કપાઈ ગયો હતો. બે પડતર ને થોડાં ઘર પાછળ ઊભાં રહી ગયાં હતાં.

ભેમાએ ઉતાવળ કરી. જલદી જઈને રોડ પરના ખાબોચીયાના પાણી પર લાકડી પછાડી કેસોજી દેખે એ રીતે બરોબર ખડખડાટ હસવું હતું. વળી એ નિવૃત્ત હતો કોણ કહેશે કે તું ગટરમાં ઉતર. ભેમાના શરીરમાં ગરમી આવી ગઈ. સામેથી આવતો પવન પણ જાણે ગરમ જ્વાળાઓમાંથી આવતો હોય એમ દઝાડતો હતો. હવે થોડું ચાલવાથી બસસ્ટેશન સામે દેખાય તેમ હતું. ને એની સામે જ કેસાજીનો ગલ્લો. કેસોજી સામે જ ઊભો હોય એવું લાગડાં ભેમાની આંગળીઓ લાકડી પર ઠક-ઠક થવા લાગી. લાકડી ઉગામવાનું મન થયું, પણ હાથ તો જાણે સૂક્કું લાકડું. પરસેવાથી શરીર અકળાઈ ગયું હતું. ઝભ્ભો પલળી ને કરડતો હતો. કાઢીને ઉગાડા થઈ જવાની ઈચ્છા થઈ. થયું કે ઘેર તો ઉઘાડા શરીરે ઘરનાંનું લોહી પીતો હોત. હોઠ ભીડ્યા. — પણ આજે કેશાજીનું લોહી પી જવું છે. દિયોર ભર્યા બજારમાં મારી આબરૂં પર પાદ્યો છે. આજે છોડું કે ?... ને એનાથી ઊંડો શ્વાસ લેવાઈ ગયો. ગટરમાં પાણીની ગંધ નાકમાં આવી. હવામાં ગંધનું સામ્રાજ્ય ફેલાયેલું હતું. ચહેરો ખીલી ઊઠ્યો. ખભા પરથી રૂમાલ લઈ ગરદન પરનો પરસેવો લૂછ્યો. ખભે નાંખ્યો. પછી ચાલતાં-ચાલતાં જ લાકડી જમીન પર પછાડી મજબૂત હોવાની ખાતરી કરી. મનોમન હસી પડાયું. આજે બરોબર લાકડી પાણી પર વીંઝવી છે. તું મને માગણ સમજે છે લ્યા કેસલા ? દિયોર મજૂરી કરીએ છીએ, એય તમારી ગંધ સાફ કરવાની... મફતનું નથી લેતા. કેસલા... ભેમાએ લાકડી ઉગામી બૂહ... કરતી જમીન પર પછાડી.. ફટ્.. જેવો અવાજ આવ્યો. ને એ રાજી-રાજી થઈ ગયો. કોઈ દેખશે તો કેવું વિચારસે કરતો હસીને ચાલતાં દાઢો ઘચડી.

દૂરથી જાણે આભલું નીચે આવી ગયું હોય એમ ચળકતો કીચડ દેખાયો. આમ તો આખી જિંદગી આવું દેખીને એનું મન ખારું થઈ જતું. પણ આજે તો કિચ્ચડમાં બેસી રમી લેવા તૈયાર થયો હતો.

ભેમાને ઘણા દિવસે આવતો જોઈ દુકાનદારો વિમાસણમાં પડ્યા. જે જાણતા હતા તેમને થયું કે ભેમો તો નિવૃત્ત થઈ ગયો હતો તો કેમ આવ્યો ? એ તો ભેમો જ જાણતો હતો કે પોતે કેમ આવ્યો હતો ? જે ગંધ ને એ સાફ કરી દેતો એ જ ગંધમાં લાકડી પછાડી એને આનંદ કરવો હતો. ને કેસાજીને બરોબર ખીજવવો હતો. એટલે તો એની ચાલ પણ જુદી જણાતી હતી. ને ચહેરા પર આનંદની હેલી વર્તાતી હતી. એમાંય કેસાજીને ગલ્લા પર બેસેલો જોયો, ને એની છાતીમાં અંગારા પડ્યા. ધોકો મજબૂત પકડ્યો.

કેટલાક વેપારીઓના મનમાં વિચાર આવ્યો કે ગટર ઉભરાઈ છે એટલે ખુશ છે કે આજે એને લોકો કંઈ આપશે. ને કેટલાક ને વળી એવો વિચાર આવ્યો કે સારુ થયું કે ભેમો આવ્યો. આખો દિવસ ગંધમાં મરવું પડત તે આફત ટળી. ને કોઈ નવું વિચારે તે પહેલાં ભેમાએ ખાબોચીયા પાસે આવી યોદ્ધાની જેમ પગ પછાડ્યો. ને કેસાજી તરફ કતરાતી નજરે જોયું,

કેસોજી ખીજાય તો આજે એ નીચે આળોટી લેવાના મૂડમાં હતો. ભેમાએ પહેલવાન દંડ ઉપાડે તેમ લાકડી ઊંચી કરી ને ફટ્ પાણીમાં પછાડી. પોતાની ઉપર ને આજુ-બાજુ ઉડેલા છાંટા તરફ જોયા વગર ખડખડાટ હસી પડ્યો. કેટલાક નવરા પહેલા દુકાનદારો આ તરફ જોઈ રહ્યા. એમને સમજાયું નહી કે ભેમો કેમ છાંટા ઉડાડી રહ્યો હતો ? ફરી ભેમાએ લાકડી ઉપાડી ને કોઈ દુકાનદારે હજું હાલ ભેમાને જોયો હતો તે મોટેથી બોલ્યો. લ્યા...લ્યો ભેમો આવી ગયો. હમણાં... જેવું બોલી હાથથી ઈસારો કર્યો ભૈ ભેમા જટ કર પછી...

પછી શું ? ભેમાએ જોયું. ભેમાની નજર એ તરફ ફરી ગઈ. આતો અરખોજી ને એમના મોઢેથી નીકળેલા પેલા શબ્દોએ ભેમાની લાકડી હવામાં સ્થિર કરી દીધી. આંખો અરખાજીના ચહેરાને ઉકેલવા મથી. જાણે હવામાં લાકડી કોઈએ પકડી લીધી હોય તેવું થયું. જ્યારે એ અહીની ગટર સાફ કરતો, પછી બે દિવસ ઘરમાં ફેલાતી સુગંધ નાકને ઘેરી વળી. એ જ સુગંધ હોય તે ઊંડા શ્વાસ ખેંચવા લાગ્યો. આવી ગંધ વચ્ચે મોઢામાં પાણી વળી આવ્યું. ને નજર બાજુની દુકાન પર જઈ ઊભી. એના મનમાં પાણીના બોળા જેમ કશુંક વિસ્તરવા લાગ્યું. જકડાઈ ગયેલી લાકડી હળવે રહી નીચે મૂકી. ચહેરા પર ઉડેલા છાંટા ખભેથી રૂમાલ લઈ લૂછી દીધા. ફરી નજર બધા તરફ ગઈ ને આંખો પર ભાર આવી બેઠો. ને ત્યાંથી ભાર માથા પર બેસી ગયો. એક નાનું પોટલું રૂમ-ઝુમ થતું લાગ્યું. એ હાક થૂ કરી થૂક્યો. કશું સમજાતું નહતું. એના ચહેરા પર હતો એ આનંદ વેપારીઓના ચહેરા પર જઈ વળગ્યો હતો.

ગંભીર થઈ જવાયું. કોઈ કશું કહે તે પહેલા એ મનોમન બોલી પડ્યો, કેસલા ખાતર હું ?... તો તો મારું કૂળ લાજે ! એના પગ ધીમે રહી આગળ વધ્યા, કે તરત કાદવમાં લપસી પડતાં રહી ગયો. લાકડી ટેકવી સમતોલ રહી નીચે જોયું તો ક્યારની તૂટવા મથતી જમણા પગના ખાસડાની પટ્ટી તૂટી ગઈ. કોઈને લાત મારતા હોય તેમ પગ હલાવી બેય ખાસડાં ફંગોળી દીધાં. પછી કેસાજીના ગલ્લા તરફ ડોળા કાઢતો ઊભરાતી ગટરના વળાંક પર જઈ ઊભો. એક બે વેપારીઓ આ બાજુ આવતા દેખાયા. ભેમોએ ધોતીયું સહેજ ઊંચુ ઉઠાવ્યું. કેસાજી પર કતરાતી નજર નાખી ગટરમાં ઉતરી પડ્યો. બેય હાથ વડે ભરાઈ વળેલાં મેણીયાં-કચરાના ઢગલાને બહાર કાઢવા લાગ્યો. થોડી વારમાં ઊભરાયેલૂં પાણી પાછું ગટરમાં વળતું થયેલું જોઈ ભેમાના ચહેરા પર રાજી થયાના રેલા ઊતર્યા. ગટરમાંથી બહાર આવી પહેલીવાર હાથ ધોયા વગર ખભેથી રૂમાલ લઈ સાફ કર્યા. ને કેસાજી ના ગલ્લાની દિશામાં હાક..થૂ.. કરી થૂક ઉડાવ્યું કે તરત એનાથી હસી પડાયું. પછી રૂમાલ ખંભે રમતો મૂકી લાકડી જમીન પર ટેકવતો ઠક-ઠક બોલાવતો ઘર તરફ રવાના થઈ ગયો. જબર ઝપાટો બોલાવ્યો. એક બે વેપારીઓએ બૂમ પાડી. પણ ભેમાને ક્યાં પડી હતી ? ગરમ લાહ્ય જમીન હોવા છતાં એ જાય... એ જાય... સૌ પોત-પોતાની દુકાનોમાં ગોઠવાઈ ગયા એટલામાં તો ભેમો દૂરનો છેલ્લો વળાંક વટાવી ગયો હતો.

●

સંજય ચૌહાણ, અમતોલ દરવાજા બહાર, ભગવતી શેરી, વડનગર-૩૮૪૩૫૫

લ
ઘુ
ક
થા

# ભીખલો

o

## મૂળજીભાઈ પરમાર 'દધિ'

નિશાળે ગયેલ કાશીડોશીનો ભીખલો, પેટમાં ગરબડ થતાં માસ્તર સાહેબને બે આંગળીઓ બતાવતો ઊભો થયો.

'બહુ ઉતાવળ છે ? હવે છૂટવાની થોડી જ વાર છે !' માસ્તર સાહેબે કહ્યું.

પરંતુ ઊંચા-નીચા થતા ભીખલાને જોઈ : 'સારું જા... દફતર પણ લેતો...' હજુ તો માસ્તર સાહેબ વાક્ય પૂરું કરે તે પહેલાં જ, ભીખલો હડી કાઢીને, દફતર ખભે નાખી, દોડતો-શ્વાસભર્યો ઘેર આવી, આંગણામાંથી જ દફતરનો છૂટો ઘા કર્યો. બહાર પડેલી ગઢીમાંથી ઉતાવળે ચંબૂ ભરી, ફાટેલી ચડ્ડીને પકડીને, લાય ઝરતી ગરમીમાં અડવાણા પગે શેકાતો, ઉકરડાઓ તરફ દોડ્યો.

બપોરનું ભાત લઈને ખેતરે જવામાં મોડું થતું હોઈ, જીવકોરમા ઝડપભેર જઈ રહ્યાં હતાં. ત્યાં જ સામેના વાસમાંથી દોડ્યો આવતો ભીખલો તેમને ભટકાતાં ભટકાતાં સહેજમાં રહી ગયો. આ જોઈને સફાળાં જીવકોરમા ગુસ્સાથી લાલપીળાં થતાં બરાડી ઊઠ્યા :

'મારા ભાના દિયોર, જોતો નહી... મારા માથે ભાત સી... એ... ? ડોળાતો મોટા મોટા બળ્યા સી...! ફૂટી જ્યા સી ? તારી ચઈ જણનારીએ અતારે ખરા બપોરે ચ્યમ રઝળતો મેલ્યો સી ? હમણ... અ મન..અભડાઈ મારત્...!'

જીવકોરમાના આ શબ્દો સાંભળ્યા ન સાંભળ્યા કરી અકળાતો ભીખલો દોટ મૂકતો, ઉકરડા તરફ ભાગ્યો.

ઉકરડે બેસવાની તૈયારી કરતા ભીખલાને દૂરથી જોતાં જ જીવકોરમાનો ક્રોધાગ્નિ ભભૂકી ઊઠ્યો :

'લૂંડીયોના દિયોર... ઈયાં પાસો ચ્યોં ગૂડાવા જાયસી...? ઉકેડા તારા બાપના સી તે ત્યાં દોડ્યો...! તું ચિયાનો વસ્તાર સી ? પાસો વળ્ય નકર મણનો સસેંર કરી મેલે; ગાંમના દિયોર... ઈયાંથી દિહતો મર્ય !'

આ સાંભળતાં જ ભીખલાની ભ્રૂકૂટિ ખેંચાઈ. નીચે મૂકેલું ચંબુ લઈ બીજા હાથથી ચડ્ડી પકડી, તે ગુસ્સા સાથે પાછો વળ્યો. દાઝ કાઢીને 'હગવાનું જ્યું તેલ લેવા' મનમાં બબડીને, જીવકોરમા સામે ચંબૂનો છૂટો ઘા કરી. તેણે વાસ તરફ દોટ મૂકી...

●

મૂળજીભાઈ પરમાર 'દધિ', 'ભવાનીકૃપા' ૫૫૩/૧, સેક્ટર-૭ બી, ગાંધીનગર-૩૮૨૦૦૭

## કવિતા

# હું છેવાડાનો માણસ




### પ્રીતેશ અમીન


વર્તમાનમાં હું ઢબૂરાએલો અગનગોળો,
પણ ભવિષ્યની ક્રાંતિ અને સત્તાનું પ્રતીક
એવો છેવાડાનો હું માણસ.
હજારો વર્ષોથી મારી અવગણના કરી
મને દબાવતા-કચડતા રહ્યા તમે.
છતાં હું શંબૂક, એકલવ્ય, કર્ણ, માયો કે ભીમરાવ બની
પથ્થરમાંથી છૂટી નીકળતા પીપળાની જેમ
મારા અસ્તીત્વની લડાઈ લડતો રહ્યો.
ક્યારેક તમે રામ બની મારો વધ કર્યો,
તો ક્યારેક દ્રોણ બની મારો અંગૂઠો માંગી લીધો.
ક્યારેક કૃષ્ણ બની કપટથી મારા કવચ-કુંડળ હરી
લઈને મારો વધ કરાવ્યો,
તો ક્યારેક ગાંધી બની મને મજબૂર કર્યો.
તમારી સામ, દામ, દંડ અને ભેદ, બધી જ
કુટિલનીતિ સામે હું મારા સ્વમાનને દાવ પર લગાડી
સ્વમાનરૂપી બ્રહ્માસ્ત્રથી તમને માત કરતો રહ્યો.
આજની આ એકવીસમી સદીમાં પણ,
મારી લડાઈ ચાલુ છે તમારી સાથે.
ભૂતકાળમાં તમે વર્ણાશ્રમના રૂપાળા વાઘા પહેરાવી
તમારી એડી નીચે મને કચડતા રહ્યા.
અને હવે વૈશ્વિકરણ-ખાનગીકરણના ઓઠા નીચે
વિશ્વમાનવ બનાવાની લાલચ આપી
મને અંબાણી, અદાણી, મિત્તલ, ટાટા કે બિરલાને
હવાલે કરી દીધો મારું લોહી ચૂસવા.
સંપત્તિ અને સત્તાના આ ગુલામો મારી ઉપર
ભૂખ્યાડાંસ ગીધ અને વરૂની જેમ ચારેકોરથી
તૂટી પડ્યા છે કીડીયારુ બનીને.
મારા અસ્તીત્વના અણુ અણુમાંથી મારું સ્વમાન,
ઓજસ, વિત્ત અને તાકાત ફોલી ખાઈને
જયાફત માણી રહ્યા છે આ અમીરો.
અને મને હાડકાનો માળો બનાવી છોડી દેવાયો
છે આ મોલકલ્ચરના દોજખમાં.
તેઓ, સામાજિક ન્યાયનો સૂર્ય મારા માટે હોલવી
રહ્યા છે આ મોલની ચકાચૌંધથી.
સ્વતંત્રતા, સમાનતા, બંધુતા જેવા માનવીય નૈતિક મૂલ્યો
પોથી સ્વરૂપ મમીમાં મસાલા ભરીને સચવાઈ રહેલા
શબો બનાવી દેવાયા છે મારા માટે તેમના દ્વારા.
આઈ.એ.એસ, આઈ.પી.એસ. કે આઈ.આઈ.એમ.માંથી
બહાર પડેલા બુદ્ધિજીવીઓ, શઠનેતાઓની માયાજાળમાં
ભાગીદાર બની, કરોળીયાની જેમ જાળ ગૂંથી લઈને
મારું હીર ચૂસી ચૂસી મને નિર્વિર્ય બનાવી દીધો છે તમે,
જેથી હું મૂગા પશુની જેમ તમારા અત્યાચાર સહ્યા કરું.
આકાશને અડવા મથતા તોતીંગ બીલ્ડીગો
બાંધવા માટે હું રોજ ખાડા ખોદું છું,
છતાં મારો કે મારા પરિવારના પેટનો ખાડો પૂરતો નથી.
પણ ધસી પડતી ભેખડોની માટીમાં દટાઈને-રૂંધાઈને
કીડી મંકોડાની જેમ મોતને હવાલે થઈ જાઉં છું.
હું રોજ તમારી ગંદકી સાફ કરવા ગટરમાં ઉતરું છું
અને ગંધાતી લાશ બનીને બહાર આવું છું.
હાથલારી રેકડી કે રીક્ષા ખેંચી ખેંચીને મારાં આંતરડા
મોમાં આવી જાય છે, છતાં હું મારા ભોળાં પારેવાંને
પેટ ભરાય તેટલું ચણ પુરુ પાડી શકતો નથી.
એમની ભૂખથી તડપતી નજર અને મારી અસહ્ય વેદના,
મને દોરી જાય છે રીવરફ્રન્ટ વાળી સાબરમતી,
નર્મદા કેનાલ, કેરોસીન કે રસીનો આશરો શોધવા.
મારી જાતને સમર્પિત કરી દઉં છું મજબૂરીની વેદી પર.
તમારા ખરીદાયેલા મીડીયાવાળા, શાસક
કે સત્તાવાળા મારા મૃત્યુની જયાફત ઉડાવે છે.
જીવતેજીવ મને તુચ્છ જંતુ બનાવી દેનાર તમે
મારા મૃત્યુ પછી મને મૂલ્યવાન ચીજ બનાવી દીધો.
મારા મૃત્યુની ઘટનાને તમે બનાવી દો છો પાવર અને પૈસા
કમાવા માટેની અમૂલ્ય તક.
હવે હું લાચાર ગરીબ એવો છેવાડાનો માણસ,
આ બધા કાળીનાગને નાથવા ક્યાં જાઉં ભીમરાવને શોધવા ?

●


પ્રીતેશ અમીન, ૩૦, નીલકમલ સોસાયટી, ડૉ. જીવરાજ મહેતા હોસ્પીટલ નજીક,
રીઝર્વ બેન્ક ઓફિસર ક્વાર્ટર સામે, પાલડી, અમદાવાદ-૩૮૦૦૦૭

## યશલોલૂપ ડોસાને



કિસન સોસા

સોનેરી નહીં,
સીધું સાદું
સસલા જેવું સસલું
સફેદ
દોડતું નિહાળી
કોણ જાણે કેમ
તેને હડપવા
ડોસાએ દોટ મૂકી -
નાક-કાનમાંથી
વછૂટતો ધુમાડો
ગણકાર્યા વગર...!
એ દૃશ્ય જોઈ
સુજ્ઞજન બોલ્યા :
દાદા,
જવા દો !
એ 'સસલું' નથી;
એ તો છે
શાળાની 'કાવ્યસ્પર્ધા'માં
પ્રથમ આવેલા બાળકને
મળેલું 'પ્રમાણપત્ર',
'ઈનામ !'
'ચંદ્રક' નથી !
ખમૈયા કરો મા'રાજ !

કિસન સોસા, પ્રણામી મંદિર પાસે,
સૈયદપુરા,
સુરત-૩૯૫૦૦૩

## ચંપાનું ફૂલ



કાન્તિલાલ મકવાણા 'કાતિલ'

તારા જેવા જ છીએ અમે
તુજમાં રંગ, રૂપ અને સુગંધ છે
બસ
એમ જ અમારે પણ હાથ, પગ
અને સુંદર મુખ છે.
તું પમરાટ ફેલાવતું હોવા છતાં
તારી પાસે ભ્રમર આવતો નથી
બસ એમ જ
સંવેદનાથી ભરપૂર
માનવ હોવા છતાં
સવર્ણો અસ્પૃશ્ય માને છે મને
તું હવામાં સુગંધ પ્રસરાવી
મુરઝાઈ જાય છે
એમ જ સેવા કરીને
મુરઝાઈ જઈએ છીએ અમે
શ્રમની સુગંધ ફેલાવતા... ફેલાવતા
છતાં ફર્ક એટલો જ કે
તારી જેમ ફૂલ ન સમજતાં
હાક... થૂ... કરી
હરિજન
કહે છે એ લોકો મને

કાન્તિલાલ મકવાણા, ૧૨, ઉત્તરા સોસાયટી, કલેક્ટર
કચેરીની બાજુમાં, ગાંધીઆશ્રમ, અમદાવાદ-
૨૮૦૦૨૭

## લૂંટ્યો કર્ણને



### વિઠ્ઠલરાય શ્રીમાળી

ઊગતા સૂર્ય જેવો
કેવો સોહામણો હતો કર્ણ.
સૂર્ય જેવો તેજસ્વી દીપતો
હતો હરનિશ ચળકતો
ના વેઠાયું તેજ એનું ?
કૃષ્ણએ કૂનેહથી કવચ, કુંડળ
સેરવી લીધાં, નિસ્તેજ કર્યો
લટુડાં મટુંડાં કરતી મા બની
પટાવી લીધો એ કર્ણને
હડધુત થતો અપમાનિત થતો,
ત્યારે ક્યાં હતી મા ?
સમર્થ બનતાં આવી મા.
ભાથામાં ભરેલાં વ્રજસમ.
અમોઘ શસ્ત્રો માગી લીધાં.
પટાવી પરાધીન બનાવ્યો
એનાં વહાલાંને બચાવવા.
કર્ણને લૂંટ્યો મા કુન્તાએ.
એનાં રક્ષાકવચ છીનવી
પાંગળો બનાવ્યો કર્ણને.
હવે કેટલા યુગો બાકી છે
કર્ણોને આમ લૂંટાવા રહેવાના ?

●

વિઠ્ઠલરાય શ્રીમાળી, ૬૨, ન્યૂ વ્રજ સોસાયટી,
વેજલપુર, અમદાવાદ-૫૧.

## ગઝલ



### અનંત રાઠોડ 'અનંત'

વિશ્વાસ છે નહિ કાચનાં એ ઘર ઉપર
છોડી દીધું છે મેં બધું પથ્થર ઉપર

અફવા ઉડી છે ગામમાં પગરવ વિષે
ટોળે વળ્યાં ખંડેર સૌ પાદર ઉપર

જીવી રહ્યું છે પાણિયારું જોઈને
છે આંગળાની છાપ એક ગાગર ઉપર

આ આંસુને આપો હવે તો ઘરવટો
દરરોજ કે'છે લખ ગઝલ અવસર ઉપર

ભૂલા પડ્યા તારા વિચારો આજ તો
પ્રગટવવા પડશે દિવા ઉંબર ઉપર

●

અનંત રાઠોડ, હિંમત છાત્રાલય,
સીવીલ હોસ્પીટલ પાસે, સીવીલ રોડ,
હિંમતનગર-૩૮૩૦૦૧ (સાબરકાંઠા)

# દલિત સંવેદનાનો કળાયમ આવિર્ભાવ

# મોહન પરમારની નવલકથાઓ

o

## પંકજકુમાર એલ. પરમાર

ગુજરાતી સાહિત્યમાં પ્રાદેશિક અને જાનપદી નવલકથાની શરૂઆત ઝવેરચંદ મેઘાણીથી થઈ અને તે પન્નાલાલ પટેલ, ઈશ્વર પેટલીકર, ગુણવંત આચાર્ય, ધૂમકેતુ, ર.વ.દેસાઈ, સ્નેહરશ્મિ જેવા મૂર્ધન્ય સર્જકો દ્વારા દઢમૂલ થઈ. મુખ્યત્વે આ સમયના સર્જકો તે સમયની સામાજિક ગ્રામીણ સ્થિતિ-ગતિનો ચિતાર રજૂ કરવા સવર્ણ માણસોને કેન્દ્રમાં રાખીને કરતાં હતાં. રા.વિ. પાઠકે 'ખેમી' વાર્તા લખી ત્યારે રસિકલાલ છો. પરીખે તેને ઉત્તમ ગણાવી. છતાં તેમની માનસિકતા અસ્પૃશ્યતાના જડ બંધનોથી મુક્ત નહોતી એટલે તેમણે કહી જ દીધું કે 'પણ હું પૂછું છું તેમ ઘણા વાચકો દ્વિરેફને પૂછકે કે 'ભલા પ્રેમની કથા લખવા તમારે ઢેઢવાડે કેમ જવું પડ્યું ? શું ગુજરાતની બીજી કોમોમાં તમને બધું હસવા જેવું લાગે છે. અને ઢેઢવાડામાં જ સાચો પ્રેમ દેખાયો કે ઠેઠ એટલે જવું પડ્યું ?' (મોહન પરમાર : વાર્તાઆસ્વાદ અને અધ્યયન, પૃ. ૧૮૬) એવું પણ નથી કે દલિત માણસોને સાહિત્ય સાથે આ સમયે કશું લાગતું વળગતું નહોતું. પન્નાલાલ પટેલ, ઈશ્વર પેટલીકર, ઉમાશંકર, સુન્દરમ્, રા.વિ. પાઠક, રઘુવીર ચૌધરી, પીતાંબર પટેલ વગેરે લેખકોએ ગામના છેવાડે વસતી દલિત જાતિના પાત્રોનું આલેખન તેમની કથાઓમાં કર્યું છે પણ તે કથામાં ગૌણ સ્થાને જ રહ્યું છે. એક સ્વતંત્ર વ્યક્તિ તરીકે આ સમયે તેમનું પોત પ્રગટ થયું જ નથી. આ રીતે દલિતોને આજપર્યંત અન્યાય થતો આવ્યો હતો. ગુજરાતી સાહિત્યમાં આધુનિકતાનું વહેણ વહી રહ્યું હતું ત્યારે ઓચિંતો દલિતધારાનો પ્રવેશ સૌ કોઈને ચોંકાવનારો સાબિત થાય છે. ડૉ. બાબાસાહેબ આંબેડકરની ચળવળ, જ્યોતિબા ફૂલેનું જીવન-કવન, ઈ.સ. ૧૯૮૧ અને ૧૯૮૫ના અનામત વિરોધી આંદોલનોનો પડઘો સમગ્ર ભારતીય પ્રજા અનુભવે છે. દલિતોને હિન્દુસ્તાનના હિન્દુ તરીકે સ્વીકારવા છતાં સવર્ણ સમાજ દ્વારા થતી સતત અવહેલનાને કારણે દલિતોમાં આત્મસમ્માનની ભાવના જાગે છે. પરિણામે નવોદિત યુવાનોમાં વર્ષોથી રૂઢ થયેલું અસ્પૃશ્યતાનું કલંક

અ

ભ્યા

સ

નેસ્તનાબૂદ કરવાની ઝંખના જાગે છે. અને એક નવી દલિતધારાનો જન્મ થાય છે. સૌ પ્રથમ મરાઠી સાહિત્યમાં આ ધારાનો જન્મ થાય છે ત્યારબાદ તો અન્ય ભારતીય ભાષાની જેમ ગુજરાતી ભાષામાં પણ દલિત સાહિત્યનું બ્યૂગલ ફૂંકાય છે. ઈ.સ. ૧૯૮૦ પછીના દાયકામાં ગુજરાતી સાહિત્યમાં કવિતા, વાર્તા, નવલકથા, નાટક, આત્મકથા, રેખાચિત્ર વગેરે સાહિત્ય સ્વરૂપોમાં દલિત ઉત્થાનાર્થે નીતનવું લખાતું આવ્યું છે. આજે પણ આ ધારાના સર્જકો સક્રિયાત્મક રીતે કામ કરી રહ્યાં છે.

ગુજરાતી સાહિત્યમાં દલિતવાર્તાની જેમ દલિત નવલકથાએ પોતાની આગવી ઓળખ ઊભી કરી છે. ઈ.સ. ૧૯૮૬માં જોસેફ મેકવાનની 'આંગળિયાત' દલિત નવલકથા પ્રગટ થતાંની સાથે જ સૌ કોઈનું ધ્યાન તે તરફ મંડાયું. ત્યારબાદ તો દલિત અને બીનદલિત સર્જકોએ આ પ્રવાહને આત્મસાત કરી તેને સવિશેષ સમૃદ્ધ કર્યો છે. દલિતધારાના સર્જકોમાં જોસેફ મેકવાનની 'આંગળિયાત' બાદ 'મારી પરણેતર' (૧૯૮૮), દલપત ચૌહાણની 'મલક' (૧૯૯૧), હરીશ મંગલમ્‌ની 'તિરાડ' (૧૯૯૨), 'ચોકી' (૧૯૯૨), બી. કેશરશિવમ્‌ની 'શૂળ' (૧૯૯૫), જોસેફ મેકવાનની 'લક્ષ્મણની અગ્નિ પરીક્ષા' (૧૯૯૭), બી. કેશરશિવમ્‌ની 'મૂળ અને ધૂળ' (૧૯૯૯), દલપત ચૌહાણની 'ગીધ' (૧૯૯૯), ગણેશ આચાર્યની 'અસ્તિત્વ' (૨૦૦૦), જોસેફ મેકવાનની 'દરિયા' (૨૦૦૨), દક્ષા દામોદરાની 'શોષ' (૨૦૦૩), દલપત ચૌહાણની 'ભળભાંખળું' (૨૦૦૪), પ્રાગજીભાઈ બામ્ભીની 'દિવાળીના દિવસો' (૨૦૦૪), બી. કેશરશિવમ્‌ની 'પત્ની' (૨૦૦૪), દિનુ ભદ્રેસરીયાની 'કીડીએ ખોંખારો ખાર્યો' (૨૦૦૫), કાન્તિલાલ પરમારની 'ગેબીટીંબો' (૨૦૦૬), અનિલ વાઘેલાની 'જ્ઞાતિજંતુ' (૨૦૦૭), દક્ષા દામોદરાની 'સાવિત્રી' (૨૦૦૮), હરીશ મંગલમ્‌ની 'અગનઝાળ' (૨૦૦૮) વગેરે. તેમજ આ સમયે બીનદલિત લેખકોની લેખિની પણ દલિત નવલકથાનું સર્જન કરે છે. રામચન્દ્ર પટેલની 'વરાળ' (૧૯૭૯), પિનાકીન દવેની 'પ્રલંબપંથ' (૧૯૭૯), ઈશ્વર પેટલીકરની 'કલ્પવૃક્ષ' (૧૯૮૨), રઘુવીર ચૌધરીની 'ઈચ્છાવર' (૧૯૮૨), દિલીપ રાણપુરાની 'આંસુ ભીનો ઉજાસ' (૧૯૮૪) જયંત ગાડિતની 'બદલાતી ક્ષિતિજ' (૧૯૮૬), મણિલાલ પટેલની 'અંધારું' (૧૯૯૦), ચિનુ મોદીની 'કાળો અંગ્રેજ' (૧૯૯૨) વગેરે. આ બધા દલિત-બીનદલિત લેખકોની સાથે મોહન પરમાર પણ દલિતધારાને આત્મસાત્ કરીને ચાલે છે. તેમણે આજ સુધી આપેલ નવ નવલકથાઓ પૈકી ત્રણ નવલકથાઓ દલિતસંદર્ભની છે. ઈ.સ. ૧૯૯૨માં 'નેળિયું', ૧૯૯૫માં 'પ્રિયતમા' અને ૨૦૦૩માં 'ડાયા પશાની વાડી' નવલકથાઓ મોહન પરમારનું અનોખુ સર્જન છે. ત્રણેત્રણ નવલકથાઓ દલિતોના ઉત્કર્ષાર્થે રચાયેલી હોવા છતાં પ્રત્યેક નવલકથામાં મોહન પરમારે એવું ભાવવિશ્વ ઊભું કર્યું છે કે નવલકથામાંથી પસાર થતો વાચક, ભાવક એક સંતર્પક કૃતિ વાંચ્યાંનો આહ્‌લાદ અનુભવે છે.

**નેળિયું (૧૯૯૨)** છઠ્ઠા-સાતમા દાયકાના ગ્રામીણ પરિસરને તાદૃશ્ય કરતી 'નેળિયું' દલિત નવલકથા છે. સદાકાળ જેમનો અનાદર થતો રહ્યો છે તેવા દલિત માણસોની સમસ્યા, વિટંબણાઓને આ નવલકથા તાકે-તાગે છે. લેખકનો મુખ્ય આશય વર્ષોથી રૂઢ થયેલી અસ્પૃશ્યતાની સમસ્યા તરફ અંગૂલિનિર્દેશ કરવાનો હોઈ કથાની શરૂઆત જ કંઈક કુતૂહલ પ્રેરક થઈ છે. કોઈ અકસ્માતનો કે દુશ્મનના હુમલાનો ભોગ બનેલો એક યુવાન વગડામાં

બેભાન અવસ્થામાં રોડ કાંઠે પડેલો છે. ત્યાંથી પસાર થતું પટેલ દંપતિ તોરલ અને જીવણભાઈ આ યુવાનને પોતાના ઘરે લાવે છે. આ દંપતિના અથાગ પરિશ્રમના અંતે તે યુવાન બે દિવસે ભાનમાં આવે છે. ભાનમાં આવેલો યુવાન પોતાનો ભૂતકાળ ભૂલી ગયો છે. માત્ર વર્તમાનમાં પોતાની હયાતી વર્તાઈ રહી છે તે બાબતથી સભાન છે. યજમાન વ્યક્તિનો બાહ્ય દેખાવ, વાણીવર્તન, સૂટકેસમાંના કપડા અને સૂટકેસમાંથી મળેલ એક તૂટેલી ચબરખીમાં ડેપ્યુટી એન્જીનિયર એવા બે શબ્દો વંચાતા આ કોઈ વાણિયા, બામણ હશે તેવું માની પટેલ દંપત્તિ તેની સુશ્રુષા કરવામાં કંઈ જ કસર છોડતાં નથી. હવે આ યુવાનને બધા 'સાહેબ' કહીને બોલાવે છે.

લેખક આ પ્રકારની કુતૂહલ પ્રેરક ભૂમિકા બાંધી સ્મૃતિલોપ પામેલા નાયકને કેન્દ્રમાં રાખી કથાને આગળ ધપાવે છે. તોરલ અને જીવણભાઈની મહેનત આખરે રંગ લાવે છે. ધીમે ધીમે સાહેબ સ્વસ્થ થતો જાય છે. પરંતુ અતીત સાથે તેને કશો અનુબંધ જોડાતો નથી. તોરલ અને જીવણભાઈને હવે સાહેબની માયા લાગી ગઈ છે. સાહેબ પ્રત્યેની તોરલની વધારે પડતી દિલસોજી તેને પોતાનું દલડું દઈ દેવા સુધી ખેંચી જાય છે. સાહેબ પણ તોરલની ભરાવદાર દેહયષ્ટી અને તોરલના કામોત્તેજક ચેનચાળાથી અંદરખાને હલબલી ઊઠે છે. પરંતુ તોરલ પોતાના જીવનદાતા-જીવણભાઈની સ્ત્રી છે તે પ્રકારનું નાયકના મનમા જાગેલું નૈતિકતાનું બળ તેને તોરલ તરફ ઢળતાં રોકે છે. નાયકની સરભરા કરવા નિમિત્તે બન્ને વચ્ચે પ્રણયનું ઝરણું વિકસે છે. આ બધાનું લેખકે બારીકાઈથી નકશીકામ કર્યું છે; ઉપરાંત રૂપબા અને ચંપા સાથેના નાયકના પ્રણય અંશો પણ કથામાં ઉપકારક સિદ્ધ થયા છે. પરંતુ લેખકને નાયકના આ પ્રણય સંબંધોને આલેખવામાં રસ નથી. તેમને તો યાદદાસ્ત ગુમાવી બેઠેલા માત્ર માણસ તરીકે જીવતા નાયકના માધ્યમથી વર્ષોથી ચાલી આવતી રૂઢ વર્ણવ્યવસ્થા અને કેટલાક પાયાના પ્રશ્નોને ઉકેલવા છે. માટે જ લેખકે એ પ્રકારની સ્થિતિનું નિર્માણ કર્યું છે કે સાજો થતો નાયક હરવા-ફરવાના નિમિત્તે ગામલોકોના સંપર્કમાં આવે છે. ગામમાં દરબાર, પટેલ, ઠાકરડા, ચમાર, વણકર, તૂરી વગેરે જ્ઞાતિથી ઓળખાતા આ માણસોની વર્ણવ્યવસ્થા તેના કોઠે પડતી નથી. સમાજના આ રૂઢિગત વર્ણવ્યવસ્થાના નીતિ-નિયમો તેના અજ્ઞાત માનસમાં અનેક તર્ક-વિર્તકો ખડા કરે છે. જ્ઞાતિના બંધનોથી મુક્ત નાયક જે રીતે દરબાર, પટેલ આદિના ઘરે જાય છે તે જ રીતે ઉતરતી ગણાતી હિરજન કોમના ઘરે પણ બેધડક જાય છે. જાણે-અજાણે તૂરી કોમ તરફનું આંતરિક ખેંચાણ તેને સમજાતું નથી. તોરલની સાથે સિદ્ધપુર ગયેલો નાયક ભવાયા-તૂરી તરફ ચુંબકીય રીતે આકર્ષાય છે. લેખકે કથામાં આવા સંકેતો રજૂ કર્યા છે. આ રીતે કથા અનેક સ્થળે વિહળવા છતાં લેખકે તેના મુખ્ય પ્રવાહને મજબુત રીતે જકડી રાખ્યા છે. ગામના માથાભારે નિર્લજ્જ રાયસંગના કુકર્મોથી હરિજનો અને દરબારો વચ્ચે ધિંગાણું થાય છે. તેમાં નાયકની સક્રિય દરમિયાનગીરી જ ગામનું પતન થતા અટકાવે છે. ગામના આવા અનેક પ્રશ્નોની ગૂંચ નાયકની યુક્તિ-પ્રયુક્તિથી ઉકેલાય છે.

પ્રસ્તુત નવલકથામાં સમયાનુક્રમે ગામના ઉતાર, માથાભારે સરપંચની શિરજોરી, અભેસિંગ સરપંચના સાગરીત રાયસંગનું હરિજનો પ્રત્યેનું બીભત્સ વર્તન ('આઘી રે, મનઅ અભડાઈ માર્યો.' પૃ. ૨૦૧) પ્રત્યેક કોમ વચ્ચે ચાલતો ગજગ્રાહ એ બધામાં નાયકની સક્રિય

ભાગીદારી સુંદર રીતે ગૂંથાતી આવે છે. તેવા સમયે જીવણભાઈને નાયકના ભૂતકાળની જાણ થાય છે. અને તેમનું નાયક તરફનું બદલાયેલું વર્તન રહસ્યનો ઘટસ્ફોટ કરે છે. અચાનક જ તોરલ અને જીવણભાઈના બદલાયેલા વર્તનથી નાયક ખળભળી ઊઠે છે. તે જાત તપાસ પણ કરી જુએ છે છતાં તેને કશું જ સમજાતું નથી. આખરે એક દિવસ સિદ્ધપુરથી આવેલ પશાભાઈને જીવણભાઈ કહે છે તે વાત સાહેબના કાને અથડાય છે. પોતે હરિજનથીય ઊતરતી તૂરી કોમનો છે તે જાણી નાયક અંદરખાને હલબલી ઊઠે છે. પોતે હરિજન હોવા માત્રથી તોરલ અને જીવણભાઈનું વર્તન બદલાયું છે તે બાબત નાયકને હવે સમજાય છે. ઘડી પહેલાં જે સાહેબ પ્રત્યે પશાભાઈને માન હતું તે કેવું પોકળ સાબિત થાય છે. તેઓ કેવા કાચીંડાની માફક રંગ બદલે છે. જુઓ : 'થાય શું ? ઈમનઅ મોઢામોઢ કહીનઅ ઘરમાંથી કાઢો. ઢેડનઅ તો ઘરમાં રખાતો હશી.' (પૃ. ૩૭૪,૭૫) તો આજસુધી સેવાભાવી લાગતા જીવણભાઈના સંબંધો પણ કેવા ખોખલા સાબિત થાય છે. તેમજ આજ પર્યંત પતિવ્રતા ધર્મને આંચ ન આવવા દીધેલ તોરલ એક સમયે પોતાનું સર્વસ્વ સોપવા તૈયાર હતી તે તોરલનું હૃદય જ કેવું બોદું છે ?' વાન જરા ઊજળો દીઠ્યો અનઅ મોં જરા રૂપાળું જોયું એટલઅ વાણિયા બાંમણ હશીં ઈમ માંનીનઅ આંય લાયા. જો પેલેથી ખબર પડી જઈ હોત કઅ આ તો ઢેડ છઅ તો દવાખાને જ ના મોકલી દેત...' (પૃ. ૩૭૬) પશાભાઈ, તોરલ, જીવણભાઈ નાયક ઢેડ હોવા માત્રથી જ કેવી સૂગ દર્શાવે છે તે જ આપણા સમાજની વરવી વાસ્તવિકતા છે.

લેખકે નાયકની થયેલી અવહેલના બાદ તેના માનસમાં ઉઠતા આક્રોશ, વિષાદના તરંગો યથાયોગ્ય જ પ્રયોજ્યાં છે. ઘણા વાચકો, ભાવકો, આલોચકોને નવલકથાના અંતે થયેલું નાયકનું આક્રોશપૂર્ણ બયાન યોગ્ય લાગ્યું નથી. પ્રથમ નજરે ભલે તે અયોગ્ય હોય પછી એ વાતને પણ નજર અંદાજ ન કરી શકાય કે કથાનાયક જો માનવતાની વિરૂદ્ધ જઈને ચાલતો હોત તો શું તોરલ અને રૂપબા તેનાથી બચી શકી હોત ? આ બન્ને સ્ત્રીઓમાં એક દલિતઅંશ આકાર લઈ રહ્યો ન હોત ? પરંતુ લેખકને નવલકથામાં આંતરકલહ ઊભો કરવો નથી એટલે જ નાયકના મનમાં ઉદ્ભવતા અમાનુષી વિચારોને આ વાક્ય દ્વારા ખંડન કરે છે. 'મારું જ બીજ મારા હરિજનોને હેરાન નહીં કરે તેની શી ખાતરી ?' (પૃ. ૩૭૭) એટલે જ લેખકને નાયકનું ગામ છોડવું વધારે મુનાસીબ લાગતાં નાયકને એક અજાણ્યા નેળિયામાં ગરકાવ કરાવી દે છે.

નવલકથામાં લેખકે પ્રયોજેલું આ પ્રકારનું વિષય-વસ્તુ અને તેની ઉચિત માંડણી કથાને ઉપકારક સાબિત થઈ છે. જેમ જેમ કથા આગળ વધતી જાય છે તેમ તેમ નવા વલયો-દશ્યો આકારીત થતા જાય છે જે માણવા-પ્રમાણવાનો અનેરો આનંદ વાચક-ભાવક રસકીય રીતે કરે છે. નવલકથાની બીજી વિશેષતા એટલે પાત્રાનુસારી ગામઠી ભાષાનો કરેલો પ્રયોગ ધ્યાનાર્હ છે. તો નાયકની સાફસુથરી, મોંજીલી ભાષા તેના આંતર સંચલનોને ઉજાગર કરે છે. તોરલ, જીવણભાઈના ચરિત્રોની ધાર પણ લેખકની કલમે બખૂબી કાઢી છે. જાજરમાન રૂપબાનું ચરિત્ર પણ સૌ કોઈના હૈયે વસી જાય છે. ઉપરાંત અભેસિંગ દરબાર, જેઠો, પશા પટેલ, ચંપા, રાયસંગ, તોરલ, તરસીડોસા, નરસિંહડોસા, બેચરકાકા, હરિડોસા, અંબારામ, દિનેશ ચૌહાણ, મણો વગેરે પાત્રો કથામાં યથાસ્થાને પોત પોતાની સ્વકીય મુદ્રા ઊભી કરતાં જાય છે. કથામાં આવતા ગ્રામીણ પરિસરને લેખકે કલમના આછા લસરકે માણવા-પ્રમાણવાનો અવસર વાચક

ભાવકને ખુલ્લો કરી આપ્યો છે: લેખકની આ જ તો વિશેષતા છે કે પ્રાકૃતિક પરિવેશમાં રસકીય વાતાવરણ ઊભું કરી વાચક-ભાવકને તરબોળ કરી દેવો.

આમ, મોહન પરમારની પ્રથમ દલિત નવલકથા 'નેળિયું' ગ્રામ્યજીવનની છે. દલિત જીવનના પ્રશ્નોને વાચા આપતી આ નવલકથા વર્ષોથી ચાલી આવતી અસ્પૃશ્યતાની સમસ્યા પર સમગ્ર પ્રકાશ પાથરે છે. દલિત ઉત્થાનાર્થે રચાતી દલિત નવલકથાઓમાં 'નેળિયું' ટોચનું સ્થાન પ્રાપ્ત કરવાની અધિકારી બની રહે છે.

**'પ્રિયતમા' (૧૯૯૫)** ગુજરાતી સાહિત્યમાં દલિતધારા સક્રિય થઈ તેવા સમયમાં દલિત અને બીનદલિત લેખકો દ્વારા દલિત નવલકથામાં બહુધા દલિતો પર થતા અત્યાચારનું નિરૂપણ મુખ્ય વિષય બની રહ્યો હતો. મોહન પરમાર 'પ્રિયતમા' નવલકથા અગાઉ આપેલી 'નેળિયું' નવલકથા પણ સવર્ણોની અસ્પૃશ્યો તરફની સૂગને આલેખે છે. પરંતુ બે ભાગના વિશાળ ફલક પર પથરાયેલી 'પ્રિયતમા' નવલકથાનો મુખ્ય વિષય દલિત તો છે જ પણ આજપર્યંત જે પ્રકારે કથામાં સવર્ણો અને દલિતોનો ગજગ્રાહ નિરૂપાતો હતો તેનાથી વિપરીત દલિતનો આંતરિક ખટરાગ કશાય છોછ વિના મોહન પરમારે આલેખ્યો છે. માત્ર સવર્ણોની શિરજોરી જ આપણા સમાજની સમસ્યા નથી. એવી કેટલીય સમસ્યાઓ છે કે આપણા અસ્તિત્વને ધૂંધળું કરી નાખે છે. આ પ્રકારની નીજી સમસ્યાઓને મોહન પરમારે 'પ્રિયતમાં' નવલકથામાં કળાકીય રીતે રજૂ કરી છે.

'પ્રિયતમા' નવલકથાનો કેન્દ્રસ્થ વિષય વણકર સમાજનો આંતરિક ખટરાગ અને તેમાંથી જન્મતા પ્રશ્નો ઉપરાંત, કૌટુંબિક વિટંબણાઓમાંથી ઉદ્ભવતો મનોવિષાદ છે. છઠ્ઠા-સાતમા દાયકાના વણકર સમાજની સામાજીક-કૌટુંબિક સ્થિતિનો ચિતાર રજૂ કરવા લેખકે વણકર સમાજનો કરેલો લોકબોલી પ્રયોગ ધ્યાનાર્હ છે. અંગત જીવનમાં ઉદ્ભવતી સમસ્યાઓમાં ક્યાં ? કેવી રીતે માણસ મનોયંત્રણામાં જકડાય છે તેનું સ્પર્શક્ષમ ચિત્ર આ કથામાં લેખકે રજૂ કર્યું છે. મેટ્રીકની પરીક્ષા પાસ કર્યા પછી પણ નોકરી મેળવવામાં નિષ્ફળ જતો મનહર હાથશાળના ધંધામાં જોડાય છે. મનહરનું લગ્ન જશુમતી સાથે થયું છે. પરંતુ ઘરના તેનું આણું કરતા નથી. મનહર સર્વભાવે જસુમતીને ઝંખતો રહે છે પરિણામે તેનું મન સાળમાં પણ ચોટતું નથી. એટલે મનહરને માતા સૂરજ સાથે સદા ચકમક ઝર્યા કરે છે. આખરે જસુમતીનું આણું થતાં તે ઠરીઠામ થાય છે. પોતાને આગળ ભણવાના સ્વપ્નાઓ નષ્ટ થતાં પોતે જે સ્થિતિમાં મૂકાયો છે તે સ્થિતિમાં પોતાનો અનુજ મંગળ ન મુકાય તે માટે તેને ભણવાનો આગ્રહ કરે છે. અભ્યાસ પ્રત્યે બેદરકાર મંગળ મેટ્રિકની પરીક્ષામાં નાપાસ થતાં મનહરના મનોરથો પર પાણી ફરી વળે છે. તેથી તે મંગળને પીટે છે. આ કારણે માતા સૂરજ સાથે તેને ઘર્ષણ થાય છે અને બન્ને અલગ-અલગ રહેવા લાગે છે. આ પ્રકારના આરોહ-અવરોહ લેતી કથા રસકીય રીતે આગળ વધે છે. જસુમતીની ઈચ્છા મનહર આગળ ભણે તેવી છે. પરંતુ બધું તરત ગોઠવાતું નથી. પ્રસંગો પર પ્રસંગો આવતા જ જાય છે. આર્થિક રીતે તો મનહર બેહાલ થયો જ છે ઉપરથી કજિયાઓ, માતા જસુમતીને યેનકેન પ્રકારે પરેશાન કરવાની એક તક છોડતી નથી. છતાં બુદ્ધિજીવી જસુમતી ઘરમાં કુસંપ ન ઊભો થાય તેની હંમેશા તકેદારી રાખે છે. આખરે મંગળના લગ્ન બાદ મનહરને તે મહેસાણા કૉલેજમાં અભ્યાસ માટે મોકલે છે.

જસુમતી ઘરકામ કરવાની સાથે હાથસાળનું કામ પણ કરે છે. સૂરજડોસી ક્યારેક જસુમતીને કહી પણ દે છે પુરુષો જેટલું કામ સ્ત્રીથી ન થાય પણ જસુમતી સૂરજડોસીના ગણિતને ખોટું સાબિત કરે છે. મહિનાના અંતે ગણતરી કરી તો આ મહિને સૌથી વધારે વણાટકામ થયું હતું. આખરે મનહર ગ્રેજ્યૂએટ થાય છે અને ભરૂચમાં વેચાણવેરા ખાતામાં તેને મોભાદાર નોકરી મળે છે. મનહરને નોકરીએ હાજર થવાનું હોય છે. એક રીતે આ નર્કાગાર ભર્યા જીવનમાંથી છૂટકારો મેળવવાનો હતો છતાં ગામડું, એનો પરિસર અને ખાસ તો પેલી સાળની માયા સંકેલતા તે પારાવાર યાતના અનુભવે છે. જુઓ : '...મનઅ મંગળની ભાભી કરતાંય આ સાળની ચ્યમ માયા મેલાતી નથી ! ચ્યમ ઑમ હશીં... એ આગળ વધ્યો... એ મારી વઉ તો આ મારી કુણ ?... એના મનમાં ઘમસાણ મચ્યું. રાશીલાથી માંડીને ખોભા સુધી સાળનું કાર્યક્ષેત્ર પોતાની આંખોમાં ભરાતું હતું. સાળ સાવ સૂમસામ દીસતી હતી. જાણે એ નોંધારી થઈને ડૂસકાં ભરતી હોય તેમ એને લાગ્યું. એ પાટિયા પર હાથ ફેરવવા લાગ્યો. એના અંતરમાં કશુંક ઊગી નીકળ્યું. એકાએક અંતરમાં ડૂસકું દદડી પડ્યું. એ છલાંગ મારીને પાટિયા પર ચડ્યો..'

મનહરે એક દૃષ્ટિ જસુમતી સામે નાખી... આ મારી વઉ તો આ... એના હૃદયમાં હેલી ચડી. રાચ, ઓધળું, રાશીલો, ખોભો, પાટિયું, કૂછડો, હાથો, કાંઠલો - સઘળું એની સાથે આવવા માટે - તલપાપડ થતું જણાયું. એ પાટિયા પરથી ઊતરવા જતાં લથડાયો. એનો એક હાથ બારીના બારણે ટેકાયો અને બીજા હાથે એણે સાળનો ખોભો પકડી લીધો. (પૃ. ૩૦૭ ભાગ-૨)

પ્રિયતમા એટલે કોણ ? મનહરની પત્ની જસુમતી તો તેની પ્રિયતમા છે જ સાથે સાથે તેની અન્યત્ર પ્રિયતમાઓ પણ છે. મનુષ્યો, પશુ-પંખીઓ છે. કહો કે સમગ્ર ગ્રામીણ પ્રકૃતિ તેની પ્રિયતમા છે. આ બધાથી પણ વિશેષ તેની જીવનદાત્રી સાળ તેની પ્રિયતમા છે. એક સંવેદનશીલ વ્યક્તિ પોતાની માયાને સંકેલતા કેવી દ્વિધાત્મક સ્થિતિમાં મુકાય છે તેનું આલેખન લેખકે ખૂબ જ સુંદર રીતે કર્યું છે. છસો એકવીસ પૃષ્ઠ અને આણું, ખોળાભરણું અને ઝિયાણું એમ ત્રણ પ્રકરણમાં વિભાજીત આ નવલકથા આંતરિક સમૃદ્ધિથી ભરીભરી છે. લેખકે જે ગ્રામીણ પ્રદેશને કથામાં આલેખ્યો છે તેના સામાજિક રીત-રિવાજો, તેમની કામગીરી, આંતરકલહની સાથેસાથ સદ્-અસદ્ વૃત્તિના લેખાજોખાનું કરેલું મૂલ્યાંકન લેખકની બુદ્ધિમત્તાનું દ્યોતક છે.

નવલકથાના મુખ્ય પાત્રો જસુમતી અને મનહરની વ્યથા-કથામાં ભળતા અનેક પાત્રો પોતાની રીતે ઉપસે છે. મનહરનો અનુજ મંગળ, મિત્ર ગણપત, કુટુંબના વડીલ કરસનભાઈ, સજાતીય દેહસંબંધનો રસીયો ખનો, કામલોલુપ ચંદુ, કજિયાખોર સૂરજડોસી, મનોરકાકા, ફૂસાડોસા, રૂખી, કુબેર, નટવર, બબી, વીહો વગેરે પાત્રોના આલેખનમાં લેખકની નિરીક્ષણ શક્તિ ધ્યાનાકર્ષક છે. નવલકથામાં છઠ્ઠા-સાતમા દાયકાના ઉત્તર ગુજરાતનું ચિત્ર લેખકે પ્રસ્તુત કર્યું હોઈ તે સમયના તે લોકોની બોલીનો કરેલો પ્રયોગ સાહજિક અને ક્ષમતાપૂર્વક કર્યો છે. ઉપરાંત વણકરજ્ઞાતિ અને વણાટકામ સાથે જોડાયેલા લોકલહેકા, કાકુઓ સમગ્ર પરિવેશને તાદૃશ્ય કરવામાં ઉપકારક સાબિત થયા છે. કથામાં સ્થાનિક લોકોના મુખે રૂઢ થયેલા રૂઢિપ્રયોગો, કહેવતોનો પણ ઔચિત્યપૂર્ણ લેખેક વિનિયોગ કર્યો છે. આમ નવલકથાની

ભાષા પણ રસકીય અનુભવ કરાવે છે.

અત્યાર સુધી આપેલ છ નવલકથાઓમાં મોહન પરમાર પ્રત્યેક નવલકથાએ નિત નવા સ્વરૂપે વાચક, ભાવક સમક્ષ પ્રગટ થયા છે. પ્રત્યેક નવલકથામાંથી પસાર થતો વાચક, ભાવક કશુંક અપૂર્વ પામ્યાનો અનુભવ કરે છે. લેખકે આ નવલકથામાં માનવીના ભીતરી સંચલનોનું આલેખન કળાકીય રીતે કર્યું છે જે સૌ કોઈને સ્પર્શી ગયું છે.

**'ડાયા પશાની વાડી' (૨૦૦૩)** ગુજરાતી સાહિત્યમાં કલ્યાણગ્રામની સ્થાપના માટે ગો.મા. ત્રિપાઠીએ 'સરસ્વતીચંદ્ર' નવલકથાનું સર્જન કર્યું. મનુભાઈ પંચોળીએ લોકશાહીના મૂલ્યોનું વર્ધન કરવા 'ઝેર તો પીધા જાણી જાણી' નવલકથાનું સર્જન કર્યું. અને આજે મોહન પરમારે સામાજિક સમરસતાનું સંસ્થાપન કરવા 'ડાયા પશાની વાડી' નવલકથાનું સર્જન કર્યું છે. એટલે યુગે યુગે બદલાતી જતી સ્થિતિને ધ્યાને રાખી સાહિત્યનું સર્જન થતું જ રહ્યું છે. મોહન પરમારની ત્રીજી દલિત નવલકથા 'ડાયા પશાની વાડી' પ્રવર્તમાન સમયમાં માણસ માણસ વચ્ચે જે પ્રકારનું વૈમનસ્ય માઝા મૂકી રહ્યું છે તેનું સંસ્થાપન કરવાનું છે. વર્ષોથી રૂઢ થયેલો સર્વણો અને શૂદ્રો વચ્ચેનો મસમોટો ગજગ્રાહ દૂર કરવાનો લેખકનો આશય અતિ કઠિન હોવા છતાં લેખકે કથામાં દલિત સમાજના આગેવાન ડાયા પશાના પાત્ર થકી એક પછી એક ઊભી થતી ગૂંચોને ઉકેલી સંવાદિતા સિદ્ધ કરી છે. આધેડ વયના નાયક ડાયા પશા દલિત સમાજનો એક સુખી સંપન્ન, પ્રામાણિક, મહેનતુ વ્યક્તિ છે. બાપ દાદાની વીસ-પચ્ચીસ વીઘા જમીનનું લાલનપાલન કરી સીત્તેર-ઍંસી વીઘા જમીનનો માલિક બનેલો ડાયા પશા સ્વાભિમાની વ્યક્તિ છે. પોતાનો જ નહિ, પૂરી દલિત જ્ઞાતિના અન્યાયનો પ્રતિકાર કરવા હંમેશા તે તત્પર રહે છે. નવલકથાની શરૂઆતમાં જ પોતાના લંગોટિયા મિત્ર બેચરદાના ઘરે વેવાઈઓ લગ્નનું મુહૂર્ત જોવડાવવા આવેલા તે સમયે ડાયા પશા ત્યાં ગયેલા. બેચરદા મહેમાનોને જમવાનો આગ્રહ કરે છે અને ડાયા પશાને 'બહાર બેસ પછઅ તારો વારો.' (પૃ. ૩૨) એમ કહે છે ત્યારે ડાયા પશા પોતાનું અપમાન થયેલું જાણી ત્યાંથી તરત જ ઘરે આવી જાય છે. અને બેચરદા પર પોતાનો પારાવાર ગુસ્સો ઠાલવે છે. પરંતુ પાછળથી મેનાભાભી અને સંતોકની વાતચીત સાંભળી તેમના મનનું સમાધાન થાય છે.

સીતાપુર ગામના સરપંચ બેચરદા પટેલ અને ડાયા પશાની મિત્રતા એક મિસાલ સમાન છે. બેચરદાના કારણે જ ડાયા પશાનું સવર્ણકોમમાં માનપાન વધ્યું છે. હાઈસ્કૂલના નવા મકાન બાંધકામ માટે ડાયા પશાએ વધારે દાન આપેલું હતું ત્યારે બેચરદાએ સવર્ણકોમનો અણગમો વ્હોરીને પણ ડાયા પશાના પ્રમુખ સ્થાને કાર્યક્રમ કર્યો હતો. ગામની દૂધ મંડળીમાં પણ સભાસદ બનાવે છે. બેચરદાના આ ઉપકાર પ્રતાપે જ ડાયા પશાને ગામમાં 'ડાયા ભૈ'નું નામ મળેલ છે. આ પ્રકારે ડાયા પશાની નીજી મૂંઝવણો અને તેમના સ્વપ્નાઓને સાકાર કરવામાં બેચરદાનો નગણ્ય ફાળો રહ્યો છે.

મોહન પરમારનું સ્વપ્ન સમરસતા - સંવાદિતા સ્થાપવાનું હોઈ એવા પ્રસંગનું નિર્માણ કર્યું કે અંતે પોતાનો શુભાશય સિદ્ધ થાય. સીતાપુર ગામમાં ગ્રામપંચાયતની ચૂંટણી થવાની છે. નવા સરકારી નિયમ પ્રમાણે સરપંચની શીટ લલિતો માટે અનામત છે. અત્યાર સુધી બેચરદા સરપંચ હતા. તેથી તે આ ચૂંટણીમાં ડાયા પશાને સરપંચ બનવાનો આગ્રહ કરે

છે. કારણકે ડાયા પશા જો સરપંચ બને તો સત્તા પોતાના હાથમાં રહેવાની અને પોતાના દુશ્મન નરોત્તમ પટેલને સત્તાસ્થાને આવતા રોકી શકાય. પરંતુ બેચરદાના આ વિચારનું ડાયા પશા ખંડન કરે છે. તેમને ગામમાં વિસંવાદિત ઊભી નથી કરવી. તેમની દીર્ઘદષ્ટિ ગામની સમગ્ર પરિસ્થિતિનું નિરીક્ષણ કરી લે છે અને અંતે ગામના હિત માટે ચમાર જ્ઞાતિના સોમા માસ્તરને સરપંચ બનાવવાનું નક્કી કરે છે. આ બાજુ નરોત્તમ પટેલ પોતાની વ્યૂહરચના પ્રમાણે વણકર જ્ઞાતિના નટવરને સરપંચ બનવા તૈયાર કરે છે. વણકર જ્ઞાતિના માણસોને પણ ચમાર સરપંચ બને તે ગમતું નથી. પણ ડાયા પશા કુનેહપૂર્વક બધાને વિશ્વાસમાં લઈ પોતાનું ધાર્યું કામ પાર પાડે છે. ડાયા પશાનો શુભાશય એટલો જ હતો કે વણકર, ચમાર, તૂરી, ગરો, વગેરે જ્ઞાતિઓ વચ્ચે સંવાદિતા સાધી શકાય. નહીં તો તેમણે ધાર્યું હોત તો તેઓ સરપંચ બની શક્યા હોત. પણ પછી શું ? બધી જ્ઞાતિઓમાં સમભાવ પેદા કરી શક્યા હોત ? કદાચ ના. તેમનો આશય તો માત્ર તેમનું ગામ નાતજાતના ભેદભાવ રહિતનું બને તે પૂરતું જ છે.

આ સમયે ગામમાં એક બીજી ઘટના ઘટે છે. ભાવપરાના દરબાર પરબતસિંહ પોતાની દીકરીના લગ્નની કંકોતરી આપવા સીતાપુર આવે છે. હાઈસ્કૂલના આચાર્યથી માંડી પટાવાળા સમેત બધાને નિમંત્રણ કાર્ડ આપે છે. માત્ર રમેશ મકવાણાને આપતા નથી. આપે ન આપે તે તેમનો નીજી મામલો છે પણ જતાં જતાં મકવાણાને કહેતા જાય છે કે 'તમે હરિજન ન હોત તો મારે તમને કંકોતરી આપવી હતી.' (પૃ. ૫૭) મકવાણા તો સ્થિતિનુસાર પોતાનું મન મનાવી લે છે પણ આ વાત ડાયા પશાના કાને પડતા તે અંદરખાને હલબલી ઊઠે છે. ત્યારે ડાયા પશા હાઈસ્કૂલના બધા જ શિક્ષકોને વિશ્વાસમાં લઈ પરબતસિંહના નિમંત્રણ કાર્ડનો સામૂહિક બહિષ્કાર કરે છે. પરબતસિંહ જેવા માથાભારે માણસની સામે શરણાગતી સ્વીકારવાને બદલે તેનો યુક્તિપૂર્વક ડાયા પશા પ્રતિકાર કરે છે. નવલકથામાં ડાયા પશાની આ પ્રકારની શૂરવીરતા પ્રસંગે પ્રસંગે જોવા મળે છે.

ગામમાં સુમેળભર્યું વાતાવરણ ઊભું કરવા માટે જ્ઞાતિ-જ્ઞાતિના બંધનોનો જડમૂળથી નાશ કરવો જ રહ્યો એમ માનતા ડાયા પશા ગામને એકરૂપ કરવા રોટીવ્યવહારની સાથોસાથ બેટીવ્યવહાર શરૂ કરવાનું વિચારે છે. તેથીસ્તો ડાયા પશા મકવાણા અને દેવુબાના પ્રણયસંબંધને સ્વીકારે છે અને પોતાના પિત્રાઈ ભાઈ રણછોડની બહેન રૂખીના લગ્ન કનુ સેનમા સાથે કરાવવા અત્યારથી જ પ્રયત્નશીલ થઈ જાય છે. રૂઢિચુસ્ત વણકર સમાજના આગેવાનો કરસનડોસા અને શંકરકાકા ઉપરાંત રૂખીનો ભાઈ રણછોડ આ લગ્નના વિરોધમાં હોવાથી ડાયા પશાની મૂંઝવણ વધી જાય છે. ત્યારે ઓચિંતુ નવલકથામાં સંતોકનાં મૃત્યુથી ડાયા પશાની અંતિમ ઈચ્છા પણ પૂર્ણ થઈ જાય છે. દૂધ દોહવા ગયેલી સંતોકને ભગરી ભેંસ ભેટું મારે છે. મરણ શૈયાએ પડેલી સંતોક ડાયા પશાની દ્વિધા સારી પેઠે જાણે છે એટલે જ તે અંતિમ શ્વાસ લેતી વેળાએ ભારપૂર્વક કહે છે. 'આ રૂખી બુનનઅ... કનુ...ની હંગાથે... વાજતે-ગાજતે આપણી વા...ડીમાં પૈ...ણાવજો.' (પૃ. ૩૨૬) સંતોકના મૃત્યુની ઘટના એક મોટા આશયથી થઈ છે. જેથી કરીને ગામમાં સમરસતા સિદ્ધ કરી શકાય. સંતોકના મૃત્યુ પાછળ બાર દિવસ ગામ આખું ડાયા પશાની વાડીએ ભેગું થાય છે. અને ગામના બધાં આગેવાનોની સંમતિથી બેચરદા ગામ સમક્ષ એક સુઝાવ મૂકે છે, 'ડાયાનઅ ગોમનું મોં મીઠુ કરાવવું છઅ... સંતોક વહુની

પાછળ...' (પૃ. ૩૩૦) આ પ્રસ્તાવનો સૌ ગામ લોકો સહર્ષ સ્વીકાર કરે છે. એટલે બેચરદા એક બીજી જાહેરાત કરે છે કે 'આપણા ગૉમમાં એક સાર્વજનિક છાત્રાલય શરૂ કરવાની ડાયાની ઘણા સમયથી ઈચ્છા છઅ. એ તો તમન ખભર છઅ ? નઅ તે માટઅ ડાયાએ ઈના ખેતરમાંથી જમીન પણ નોખી કાઢી દીધી છઅ. એ જમીં પર છાત્રાલય થાય તો તમનઅ ગમઅ?'... તો ડાયાએ ડુંગળીનો જે કાંઈ નફો આવઅ તે બધોય આ છાત્રાલય બનાવવા દાનપેટે આલવાનું નક્કી કર્યું છઅ...' (પૃ. ૩૩૦,૩૧) પોતાના મનોરથો નિર્વિઘ્ને પાર પડ્યા ત્યારે ..ડાયા પશાએ ઊંચું જોયું. વાડી પરથી ધૂંધળાશ ખસવા માંડી હતી. વાડીની ફરતે એક તેજવર્તુળ રચાતું એમણે ભાળ્યું. ને કોઈ જાણે હેતભર્યા નયનોની એમના પર વર્ષા કરી રહ્યું હોય તેમ લાગ્યું. લીમડાની હાળમાળામાંથી હાથનો એક પંજો હલતો હલતો આકાશમાં વિલીન થતો એમને ભળાયો. ને એમણે પૂરી હળવાશથી બાજુમાં બેઠેલા બેચરદાના ખભા પર માથું ટેકવીને સહારો શોધી લીધો. (પૃ. ૩૩૨) આમ, કથામાં નિરૂપીત સદ્-અસદ તત્ત્વ વચ્ચેનો સંઘર્ષ કથાન્તે શમી જતા ગામમાં સંવાદિત સ્થપાય છે.

લેખકે નવલકથામાં સવર્ણ સમાજ અને દલિત સમાજના પાત્રોને નિરૂપ્યા છે. કોઈપણ જાતના પૂર્વગ્રહ રહિત આ બધા જ પાત્રો નવલકથામાં લેખકની કલમે નવ્યરૂપે ઉપસે છે. કથામાં ડાયા પશા, બેચરદા ઉપરાંત રાજકારણમાં પાવરધો નરોત્તમ પટેલ, માથાભારે પરબતસિંહ, નરસંગ, ઈર્ષાખોર નટવર, મકવાણા, શુક્લ સાહેબ, મણો, ભોળીદા, હરી, મનોર, સવલો જેવા પુરુષપાત્રો છે તો ડાયા પશાની પત્ની સંતોક, બેચરદાની પત્ની મેના, દેવુબા દરબાર, યુવાન રૂખી જેવા નારીપાત્રો પણ મહત્ત્વની ભૂમિકા ભજવે છે. ઉપરાંત કથામાં નિરૂપીત ઉત્તર ગુજરાતના મહેસાણા પંથકની લોકબોલી અને ઉચ્ચારણગત લય-લહેકામાં આરોહ-અવરોહ પામતી ભાષાથી સમગ્ર પરિવેશને વાચક, ભાવક તંતોતંત માણે છે.

ગુજરાતી સાહિત્યમાં દલિત સાહિત્યની વાત એ હવે નવાઈ ઉપજાવે તેવું રહ્યું નથી. છેલ્લા અઢી દાયકાથી આ પ્રવાહ ભારતીય ભાષામાં જોરશોરથી ચાલી રહ્યો છે. અને તે નીતનવા સ્વરૂપે આપણી સામે આવતો રહે છે. દલિતોની યાતના,પીડા, દુઃખ દર્દ વગેરેને આલેખતી સંખ્યાબંધ કૃતિઓ આજે પ્રગટ થઈ છે પણ, આ બધી જ નવલકથાઓ કરતા મોહન પરમારની આ ત્રણે નવલકથાઓ વિષયવસ્તુ અને અભિવ્યક્તિની દૃષ્ટિએ નવી ભાત પાડે છે. આમ, મોહન પરમારની આ ત્રણે દલિત નવલકથાઓમાંથી પસાર થતાં અનુભવાય છે કે તેઓ એક સિદ્ધહસ્ત કથાકાર છે. હજુ ગુજરાતી સાહિત્ય મોહન પરમાર પાસે આવી સંતર્પક કૃતિ મેળવવાની ખેવના સેવે છે. તેઓ હજુ ગુજરાતી સાહિત્યને કંઈક નવુ અર્પણ કરશે તેવો મને વિશ્વાસ છે. કથાસાહિત્યમાં તેમનું આ અર્પણ સુવર્ણ અક્ષરે લખાશે અને જે ચિરકાલીન વાચકના હૃદયને સ્પર્શશે તેમાં બેમત નથી.

●

પંકજકુમાર એલ. પરમાર, બ્રા.પો.મા. ગંભીરપુરા, તા. ઈડર, જિ. સાબરકાંઠા, પીન-૩૯૩૪૩૦

અ
વ
લો
ક
ન

# એક બિનદલિત લેખિકાની દલિતસંવેદના

o

## વંદના રામી

એક પુત્ર માટે ઝૂરતી બે માતાની મમતાની વાત કરતી ઈલા આરબ મહેતા કૃત 'રાધા' એ લોકપ્રિય પૌરાણિક લઘુનવલ છે. તેનું કથાવસ્તુ મહાભારતના પ્રસંગ પર આધારિત છે. શુદ્ર જાતિમાં જન્મેલી રાધા અધિરથ અને પાલકપુત્ર કર્ણ (વસુષેણ)ને જે અન્યાય અને અત્યાચાર સહન કરવાં પડે છે તેની અહીં વાત છે.

દુનિયામાં સૌથી વધુ સ્ત્રીઓ અસમાન છે. સ્ત્રીઓને અસમાન ગણવાની આ પુરુષપ્રધાન પ્રણાલી આજકાલથી નહિ, પ્રાચીનકાળથી ચાલી આવેલી છે. આજે જેમ સ્ત્રીને 'પગની જૂતી' સમાન ગણવામાં આવે છે ત્યારે પણ સ્ત્રીની એ જ અવદશા હતી. એમાંય એક શૂદ્રકન્યાને સમાજ, ઘર કે અન્ય તરફથી સહન કરવાં પડતાં ત્રાસ, અન્યાય અને ઉપેક્ષાને લેખિકાએ અહીં વાચા આપવાનો પ્રયાસ કર્યો છે.

રાધા સોમપ્રભ સારથિની એકની એક દીકરી છે. પિતાની સેવાને જ ધર્મ માનીને જીવતી કથાનાયિકા રાધા સમંગાના પૂરમાં વહેતી રાજકુમારીનો જીવ બચાવે છે. ને એ સમયે, તેની મુલાકાત રાજકુમાર ઉત્તુંગ સાથે થાય છે. ઉત્તુંગ એના હૈયામાં પ્રથમ પ્રણય જગવે છે. પરંતુ રાધાની આ પ્રણયોર્મિ હજુ બે ક્ષણ પ્રફુલ્લ બની મ્હેંકે એ પહેલાં તો કઠોર આઘાત પહોંચાડતા ઉત્તુંગના શબ્દો...

'મૃગયા કરવી, પછી તે મૃગોની હોય કે સ્ત્રીઓની.'

'રાજકુમાર, સ્ત્રી અને મૃગો શું ફક્ત મૃગયા માટે ને રાંધીને ખાવા માટે સરજાયાં છે. ?'

'નહિ તો શું પૂજા કરવા માટે ? રાધા જે દિવસથી મેં તને જોઈ, તારી માંસલ સુડોળ કાયા મારી કરવાની મારા મનમાં ભુખ જાગી છે. તું ક્ષત્રિયકન્યા હોત તો હું લગ્ન કરત, મારી ધર્મપત્નીઓમાંની એક બનાવત પણ તું શૂદ્ર છે. તારે મારા અંતઃપુરમાં મારી પત્નીની દાસી થઈને રહેવું પડશે. પણ રાધે...રાધે...' (પૃ.૨૨) અને આમ ઉત્તુંગની ઉપેક્ષા પામેલી રાધા સ્વેચ્છાએ અધિરથ તરફ ઢળે છે. વસંતોત્સવ દરમિયાન રાધા અધિરથના ઘરનું પાણી ભરે છે. વૈશાખી દ્વાદશીના દિવસે યોજાનારી ઘોડાદોડમાં રાજકુમાર ઉત્તુંગ ભાગ લે છે ને અધિરથને સારથિ તરીકે

રાખે છે. પરંતુ માતાની બીમારીના કારણે અધિરથ જવાની ના પાડે છે. ને ઉત્તુંગનું વર્તન કઠોર બને છે. ચાબુકના ફટકા મારી અધિરથને રથ પાછળ બાંધી ઉત્તુંગ ઘસેડે છે. આ દૃશ્ય જોઈ અધિરથની વૃદ્ધામા અકાળે મૃત્યુ પામે છે ત્યારે રાધા ઉત્તુંગની કેડમાં લટકતું ખડગ કાઢી ને ઉત્તુંગના બાહુમાં ખોસી દે છે.

વૃદ્ધ માતાના શબને બાળવા જતાં રાધાને પતિ અધિરથ અને પુત્ર કર્ણની પ્રાપ્તિ થાય છે. અધિરથનો બ્રાહ્મણ મિત્ર સોમેશ્વર તેને ભગવાન પરશુરામના આશ્રમમાં અભ્યાસ અર્થે લઈ જાય છે. આશ્રમમાં અભ્યાસ દરમિયાન કર્ણ શિક્ષા પણ મેળવે છે ને સાથે શાપ પણ.

'જા, હું તને શાપ આપું છું કે તારા જીવનની કટોકટીની ક્ષણ તારા રથનું પૈડું ધરતીમાં ગળશે ને તારી તમામ વિદ્યા તું ભૂલી જઈશ.' (પૃ. ૬૪)

દુર્યોધન સાથેની મૈત્રી તેને શુદ્રપુત્ર કર્ણમાંથી રાજાકર્ણ બનાવે છે. ને દ્રૌપદીના સ્વયંવરમાં અપમાનિત થઈ આવનાર કર્ણ કૌરવપક્ષે એક સબળ સાથી બની રહે છે. 'આંધળાના છોકરાં આંધળાં જ હોય ને ?' (પૃ. ૭૧) દ્રૌપદીના મુખે બોલાયેલા આ એક વાક્યથી કૌરવોનો ક્રોધ ભભૂકે છે ને તેઓ મામા શકુનિની પ્રેરણા લઈ પાંડવોને દ્યુત રમવાનું આમંત્રણ આપી કપટથી બાજી જીતી જાય છે. ને સાથોસાથ દ્રૌપદીને પણ જીતે છે. દુઃશાસન દ્રૌપદીના ચીર ખેંચે છે. દ્રૌપદીનો લજ્જાભંગ થાય છે. કૃષ્ણે તેના ચીર પૂરે છે. વગેરે જેવા અનેક પ્રસંગોની ઘટમાળ રચાય છે. આવા પ્રસંગોમાં રાધાને કર્ણની હાજરી ગમતી નથી. તેથી તે કર્ણનો મહાલય ત્યજી વળી પાછી યમુનાકાંઠે આવી વસે છે. શુદ્રતામાં જન્મેલી રાધા ફરી પાછી શુદ્રતાના વેશમાં પરિણમતી જોવા મળે છે. અહીં જન્મદાત્રી કુંતી અને પાલકમાતા રાધાનું મિલન સર્જકે સુંદર રીતે કરાવ્યું છે. કુંતામાં જ્યારે કર્ણને પોતાને સોંપી દેવાનું કહે છે ત્યારે રાધા અકળાય છે તે વચ્ચેનો રસ્તો કાઢતાં કહે છે,

'તમારા પાંચ પુત્રોની રક્ષા માંગો છો ને કુંતામાં ? હું તમને તે જ આપું છું. કર્ણની માતાનું આ વચન છે. યુદ્ધમાં કર્ણ અર્જુન સિવાય અન્ય કોઈ પાંડવ જોડે યુદ્ધ નહિ કરે ને... ને... જો પાંચ પાંડવોમાંથી કોઈપણ વીરગતિ પામશે, તો કર્ણ તમારી થાપણ હું તમને પાછી આપીશ. કુંતાદેવી તમારા પાંચ પુત્રો પાંચના પાંચ જ રહેશે.' (પૃ. ૧૦૩)

અને ભગવાન પરશુરામે કર્ણને આપેલા શાપ મુજબ કર્ણ યુદ્ધના મેદાનમાં જ બધી વિદ્યા ભૂલી જાય છે ને પોતાના જ નાનાભાઈ અર્જુનને હાથે વીરગતિ પામે છે ને ત્યારે આ શૂદ્રમાતા રાધાની વેદના અસહ્ય બને છે. સમંગા નદીનો કિનારો એકમાત્ર તેનું શરણું બને છે. આમ સમંગા નદીના કિનારાથી શરૂ થતી વાર્તા વર્તુળ પૂરું કરીને સમંગા નદીને કિનારે જ પૂરી થાય છે.

આ કૃતિમાં કર્ણ 'સૂતપુત્ર' જેવા અપમાનિત શબ્દથી વારંવાર ઘવાય છે. દ્રૌપદી ભરીસભામાં 'હું સૂતપુત્રને નહિ વરું' કહે છે તો કૃપાચાર્ય 'રાજકુમારો હીનકુળના સૈનિકો જોડે યુદ્ધ નથી કરતા.' કહે છે. જ્યારે પરશુરામ 'સુતપુત્ર' શબ્દ સાંભળતાં જ તેને શાપ આપે છે. આમ કર્ણને જીવનમાં અનેક અપમાનો સહન કરવાં પડે છે. પણ કથાને અંતે...

'અને, અર્જુનના અગ્નિ સમાન ઝળહળતા બાણથી કર્ણનું મસ્તક ધડથી છૂટું પડી

પૃથ્વીના ખોળામાં જઈ સૂતું... જાણે કાદવમાં સુવર્ણ કમળ ખીલ્યું !' (પૃ. ૧૧૮)

અને આમ સર્જકે કર્ણના પાત્રે સુવર્ણ કમળ સાથે સરખાવી તેને ગૌરવાન્વિત કર્યું છે. અને કદાચ તેથી જ અંતમાં 'હીનકર્મે માનવ હીન બને છે. હીન જન્મે નહિં.' લેખિકાનો એ ઉદ્દેશ યથાર્થ સાબિત થાય છે.

●

વંદના રામી, ૧૯૭૩, ગોપાલનિવાસ, મહાદેવ ચોક, ઢાળની પોળ, આસ્ટોડિયા, અમદાવાદ-૩૮૦૦૦૧

# કબીરસાહેબ અને કાવ્ય-કમાલ

o

## દાન વાઘેલા

સમગ્ર ભારતીય ભાષાના સાહિત્યમાં કબીરસાહેબના કાવ્યોની વિવિધ રીતે અસર પ્રમાણી શકાય છે. ગ્રામીણ ભાષામાં એમના કાવ્યોના ભાવાનુવાદની કાવ્ય રચનાઓ પણ મળે છે. જેથી એકથી વધારે ભાષાનું મિશ્રણ પણ એમાં હોય છે. એમના જીવનકાળ વિશે જુદી જુદી માન્યતા અને કથા મળે છે. એમાં મોટાભાગની સર્વસંમતિ મુજબ પંદરમી શતાબ્દીમાં એમનો જન્મ થયેલો હતો. આખું જીવન 'કાશીના વણકર' તરીકે એમણે વિતાવેલું છે. ગુરૂ રામાનંદ અને શેખ તકી નામે એમને બે ગુરૂ હોવાનું મનાય છે. પરંતુ સામાન્ય રીતે ગુરૂ રામાનંદના શિષ્ય તરીકે વધુ જાણીતા છે.

કબીરને કમાલ નામનો એક પુત્ર અને કમાલી નામની એક પુત્રી હતી. એમની પત્ની લોઈને કબીરના પારલૌકિક સાધનાના વિચાર ગમતા નહોતા. કારણમાં વધુ પડતી ગરીબાઈ અને સાધુઓના સત્સંગ મંડળ પીડાદાયક એમની પત્નીને લાગતા હતા. કબીરે ઘણાં પ્રવાસ અને યાત્રા પણ કરેલ છે. કબીર ભણેલા નહોતા. તો પણ ભારતીય સાહિત્યના કાવ્યજગતમાં સૌથી અનોખા પદના અધિકારી બન્યા છે. એના પુરાવા રૂપે આ પંક્તિઓ પણ માણી જુઓ :

**કબીર કહે કમાલ કો, દો બાતા શીખ લે;**
**કર સાહેબ કી બંદગી, ભૂખે કો અન્ન દે !**

કબીરસાહેબની કાવ્યરચનાઓ ગીત-ભજન-પદ પ્રકારની આધ્યાત્મિક અને તત્ત્વજ્ઞાન દર્શનવાળી વિશેષ છે. કબીરના આધ્યાત્મનો કોઈ વાદ નથી. ક્યારેક અવળવાણી રૂપે પણ કટાક્ષ, મર્મ રજૂ કરે છે. એમના વિચારોમાં વિરક્તિનો તીવ્રસ્વર પણ છે. એમણે પરમાત્માના નિર્ગુણરૂપને વિશેષ મહત્ત્વ આપેલું છે. પરમ પ્રેમ; નામ; શબ્દને આનંદરૂપની સાધનાના મુખ્ય આધાર દર્શાવે છે. મધ્યકાલીન યુગના જીવન ઉર વિશેષ દૃષ્ટાંત છે. જે આજ પણ એટલા જ તરોતાજા લાગે એવું જણાશે. એથી અહીં એમના કાવ્યસર્જનમાંથી કેટલાંક દોહરા-સાખી-પદના સહારે કાવ્ય-કમાલને જાણવા-માણવાનો પ્રયત્ન કરીએ.

**સાચી કી પતીજ નહીં, જૂઠે જગપતિ થાય;**
**ગલીગલી મેં ગોરસ ફિરે, મદિરા બૈઠી બિકાય !**

અ ભ્યા સ

ખૂબ સરળ અને સહજ ભાષાના ઉદાહરણસાથે સમાજની માનસિકતા અને સમજણ વિશે કબીરે વાત કરી છે. સાચું અને સત્યની પારખ થતી નથી. એને સમજી શકવાની પતીજ, આબરું કે વિશ્વાસ ના હોય ત્યાં જૂઠા અને આડંબરી તરત ફાવી જાય છે. ગાયના દૂધને ગલીએ ગલીએ સાદ પાડીને વેચવું પડે છે. જ્યારે દારૂ છાનાખૂણે પણ ધમધોકાર વેચાતો હોય છે. આવી બાબતોના નિરાકરણ માટે પણ કબીરસાહેબ ઉત્તમ દૃષ્ટાંત આપી સજ્જન પુરુષોને માર્ગ દર્શાવે છે. માણો :-

બુરા કો મત મારીએ, બુરા કરે બદનામ;
અપને આપ મત જાત હૈ, કરકે બુરા કામ !

***

પરમત્વ ઈશ્વરના ન્યાયતંત્ર અને ધીરજ-નિષ્ઠા-શ્રધ્ધાના ફળને પ્રમાણ આપતી આ કાવ્ય પંક્તિઓ થોડામાં ઘણું સૂચવી જાય છે. માનવ જીવનમાં બનતી ઘટનાઓના આધાર સાથે પરમતત્વના અલૌકિક અવલંબન જાણે સાક્ષાત થતા હોય એવું પણ બનતું હોય છે. નિરાકાર તત્વની સર્વોપરિતા નહીં સ્વીકારનારની દશા કેવી થશે, એ બાબત પણ કબીરસાહેબ સ્પષ્ટ કરી આપે છે. કહેણી અને કરણીમાં ફરક રાખનાર મનુષ્યને આ કાવ્ય પંક્તિઓ નિશાન બનાવે છે. જુઓ -

કહેતા હય કરતા નહીં, મુંહ કા બડા લબાર;
કાલા મુંહ લે જાયેગા, સાહબ કે દરબાર !

મોટાભાગે હિન્દુ અને મુસ્લિમ ધર્મની કેટલીક નિરર્થક અને આડંબરવાળી પ્રથા અને માન્યતા ઉપર એમણે પ્રમાણ અને આધાર સાથે ખંડન પણ કર્યું છે. કબીરસાહેબ હિન્દુ અને મુસલમાન બન્નેની તંગદિલી અને કટ્ટરપણાની તીવ્ર નિંદા કરતા હતા. એ રીતે કબીર નિર્ભીક સમાજ સુધારક પણ હતા. પાખંડ અને અંધશ્રધ્ધાના પ્રબળ વિરોધી હતા. એથી એમને પોતાના જીવન દરમિયાન કોઈ સમ્માન ન મળ્યું. ઉપેક્ષિત જ રહ્યા. ઉપદેશક બન્યા એ વાત ઉપર પણ ઉપહાસપાત્ર બનતા હતા. હિન્દુ અને મુસલમાનો બન્ને દ્વારા એમને શારીરિક ત્રાસ અપાયાના પ્રમાણો પણ છે. ખુદા બહેરો છે કે બાંગ પોકારવી પડે ! અરે, કીડીના પગમાં રહેલા ઝાંઝર વાગે તો પણ એ સાંભળે છે. એવી વાત સાથે કબીરસાહેબ હિન્દુ માટે આમ પણ કહે છે. માણો -

પથ્થર પૂજે હરિ મિલે, તો મૈ પૂજું સબ પહાડ;
ઈસ સે તો ચક્કી ભલી, પીસ ખાવે સંસાર !

***

માનવ કેવા બાવરા, પથ્થર પૂજવા જાય;
ઘરની ઘંટી કેમ ન પૂજે, જેનું દળ્યું ખાય !

કબીરસાહેબે કુરાન અને વેદશાસ્ત્રો જેવા ધાર્મિક શાસ્ત્રોના જે ઉત્તમ સ્રોત હતા એનો સુભગ સમન્વય કર્યો. એટલે કે હિન્દુત્વ અને ઈસ્લામધર્મના સારા તત્ત્વસારને ભેગા કર્યા. ઉપનિષદોના અદ્વૈતવાદ પર એમણે પોતાના ઉપદેશનો આધાર રાખ્યો. એથી કહી શકાય કે કબીર અદ્વૈતવાદી, અવધૂત, સમાજ સુધારક અને ઉત્તમ કવિ-ગાયક હતા.

સામાજિક જીવન વ્યવહારમાં કબીરના દૃષ્ટાંતો આજે પણ એટલા જ સાર્થક સાબિત થાય એમ છે. મારી દૃષ્ટિએ એનું વિવરણ કરવાની જરૂર નથી. જેમની સાન અને સૂઝ કેળવાયેલી હશે એમને સોયના નાકામાંથી બ્રહ્માંડ પસાર થતું પણ અનુભવાય. તો માણો કબીરની કાવ્ય-કમાલ-

સહજ મિલે સો દૂધ સમ, માગા મિલે વો પાની;
કહે કબીર વહ રક્તસમ, જામે ખીંચતાની !

***

સુખી આખો સંસાર; ખાય-પી ને સૂએ છે;
દુઃખી દાસ કબીર; જાગે છે ને રુએ છે !

***

બડે બડાઈ ના કરે, બડે ના બોલે બોલ;
હીરા મુખ સે ના કહે, લાખ હમારા મોલ !

માનવ જીવનનું મહત્ત્વ અને પરોપકારની ભાવના વિશે કબીરસાહેબ સ્પષ્ટવક્તા જેવા દૃષ્ટાંત આપે છે. સજીવ સૃષ્ટિમાં વિશેષતઃ માનવીય જીવનનો સાર અને પરમતત્વનું અનુસંધાન સાથે પ્રકૃતિ-કુદરતી ક્રિયાના અનુપમ ઉદાહરણ કબીરસાહેબની આગવી શૈલી અને કાવ્ય-કમાલ સાબિત કરી આપે છે. બીજી રીતે કહીએ તો - કબીરની કવિતાને મહાન બનાવે છે એમના વ્યક્તિગત આધ્યાત્મિક અનુભવોનું ઊંડાણ અને કટુતા કે દ્વેષ વગરના ઉત્તમ વ્યાવહારિક વિચારોની દિવ્યતા.

સંત કબીરે પોતાની વાણીમાં મનને ધ્રુવપદ આપેલું છે. મન જ મુખ્ય છે. મન થકી જ મહાન બની શકાય એ વાત સમજાવી છે. એ માટેના અનેક વ્યાવહારિક માર્ગો બતાવ્યા છે. તો ક્યાંક મનની ધારણા અને શ્રધ્ધા ખોટી રીતે વળગેલી હોય એ બાબત પણ સ્પષ્ટ કરે છે. મૃત્યુ પછી પારસમણી શું કામની એમ કહીને સ્વર્ગ-નરકની વાતનો અસ્વીકાર કર્યો છે. આવી અનેક બાબત કબીરસાહેબની કાવ્યરચનાઓમાં મળી આવે છે. એથી છેલ્લે થોડાંક અન્ય ઉદાહરણ પણ માણો અને મમળાવો -

કબીરા સોઈ પીર હૈ, જો જાને પર પીર;
જો પરપીડ ન જાનઈ, સો કાફિર બેપીર !

***

માટી કહે કુંભારને, તું શું ખૂંદે મુને;
એક દિન એવો આવશે, હું પણ ખૂંદીશ તુને !

***

હીરા તહાં ન ખોલિયે, જહાં કુંજડો કી હાટ;
બાંધો મૌન કી પોટરી, લે ચલો અપની બાટ !

દાન વાઘેલા, દેશવીર મેન્શન, ૧૧, કૃષ્ણ સોસાયટી, કેન્દ્રીય વિદ્યાલય પાસે, કુંભારવાડા, ભાવનગર - ૩૬૪૦૦૬

# 'દલિતચેતના'માં પ્રગટ થયેલ કૃતિઓની સૂચિ

## (નવેમ્બર - ૨૦૧૨ થી ઓક્ટોબર - ૨૦૧૩)

## સર્જક પરિચય

| | | |
|---|---|---|
| ૧. શ્રી શિવજી રૂખડા | મનોજ પરમાર | અંક : ૭૪, ડિસેમ્બર- ૨૦૧૨ |
| ૨. શ્રી રમણ મેકવાન | મનોજ પરમાર | અંક : ૭૫, જાન્યુઆરી - ૨૦૧૩ |
| ૩. શ્રી અશોક ચાવડા | મનોજ પરમાર | અંક : ૭૬, ફેબ્રુઆરી - ૨૦૧૩ |
| ૪. શ્રી મધુવીર સોલંકી | મનોજ પરમાર | અંક : ૭૭, માર્ચ- ૨૦૧૩ |
| ૫. શ્રી મૌલિક બોરીજા | મનોજ પરમાર | અંક : ૭૮, એપ્રિલ - ૨૦૧૩ |
| ૬. શ્રી મહેશચંદ્ર પંડ્યા | મનોજ પરમાર | અંક : ૭૯, મે - ૨૦૧૩ |
| ૭. શ્રી ભરત વાળા | મનોજ પરમાર | અંક : ૮૦, જૂન - ૨૦૧૩ |
| ૮. શ્રી ધરમસિંહ પરમાર | મનોજ પરમાર | અંક : ૮૧, જુલાઈ - ૨૦૧૩ |
| ૯. શ્રી રમણભાઈ વણકર | મનોજ પરમાર | અંક : ૮૨, ઓગષ્ટ - ૨૦૧૩ |
| ૧૦. શ્રી રાજેશ વણકર | મનોજ પરમાર | અંક : ૮૩, સપ્ટેમ્બર - ૨૦૧૩ |
| ૧૧. શ્રી પ્રીતેશ અમીન | મનોજ પરમાર | અંક : ૮૪, ઓક્ટોબર - ૨૦૧૩ |

## વાર્તા

| | | |
|---|---|---|
| ૧. ઊંહકારા | મહેશ દાફડા | અંક : ૭૪, ડિસેમ્બર- ૨૦૧૨ |
| ૨. ધારો | રમણ નડિયાદી | અંક : ૭૫, જાન્યુઆરી - ૨૦૧૩ |
| ૩. ફોટો | દશરથ પરમાર | અંક : ૭૬, ફેબ્રુઆરી - ૨૦૧૩ |
| ૪. પ્રસાદ | રમણ મેકવાન | અંક : ૭૭, માર્ચ- ૨૦૧૩ |
| ૫. ઉજળિયાત | શંકર પેન્ટર | અંક : ૭૮, એપ્રિલ - ૨૦૧૩ |
| ૬. વિજ્યાદશમી | કલ્પના જિતેન્દ્ર | અંક : ૭૯, મે - ૨૦૧૩ |
| ૭. હાથ પડ્યું હથિયાર | કનુ આચાર્ય | અંક : ૮૦, જૂન - ૨૦૧૩ |
| ૮. સુન્દર-કાણ્ડ | ગુણવંત વ્યાસ | અંક : ૮૧, ઓગષ્ટ - ૨૦૧૩ |
| ૯. મનુનાં મૂળિયાં | કલ્પેશ પટેલ | અંક : ૮૨, ઓગષ્ટ - ૨૦૧૩ |
| ૧૦. નદીપાર | સુમંત રાવલ | અંક : ૮૩, સપ્ટેમ્બર - ૨૦૧૩ |
| ૧૧. ચેતનસમાધી (સત્યઘટના) | આર.જે. યાદવ | અંક : ૮૩, ઓક્ટોમ્બર - ૨૦૧૩ |
| ૧૨. છેલ્લો વળાંક | સંજય ચૌહાણ | અંક : ૮૪, ઓક્ટોબર - ૨૦૧૩ |
| ૧૩. ભીખલો (લઘુકથા) | મૂળજીભાઈ પરમાર | અંક : ૮૪, ઓક્ટોબર - ૨૦૧૩ |

## કવિતા

| | | |
|---|---|---|
| ૧. આયખાનું ગીત | નિલેશ કાથડ | અંક : ૭૪, ડિસેમ્બર- ૨૦૧૨ |

| | | | |
|---|---|---|---|
| ૨. | તું જ કહે | નિલેશ કાથડ | અંક : ૭૪, ડિસેમ્બર- ૨૦૧૨ |
| ૩. | હું લખું પીડાની ટપાલ | નિલેશ કાથડ | અંક : ૭૪, ડિસેમ્બર- ૨૦૧૨ |
| ૪. | જાગવાનો સમય થયો છે | નિલેશ કાથડ | અંક : ૭૪, ડિસેમ્બર- ૨૦૧૨ |
| ૫. | ધર્મમાં તો આવું હોય | નિલેશ કાથડ | અંક : ૭૪, ડિસેમ્બર- ૨૦૧૨ |
| ૬. | જાતથી | નિલેશ કાથડ | અંક : ૭૪, ડિસેમ્બર- ૨૦૧૨ |
| ૭. | તારી જેમ | નિલેશ કાથડ | અંક : ૭૪, ડિસેમ્બર- ૨૦૧૨ |
| ૮. | ગામ બહાર | નિલેશ કાથડ | અંક : ૭૪, ડિસેમ્બર- ૨૦૧૨ |
| ૯. | જાહેરમાં | નિલેશ કાથડ | અંક : ૭૪, ડિસેમ્બર- ૨૦૧૨ |
| ૧૦. | એમ થોડું કરવાનું હોય ? | નિલેશ કાથડ | અંક : ૭૪, ડિસેમ્બર- ૨૦૧૨ |
| ૧૧. | પછેડી | નગીનચંદ્ર ડોડિયા | અંક : ૭૫, જાન્યુઆરી - ૨૦૧૩ |
| ૧૨. | લ્હાય ઉપડી | વિનોદ ગાંધી | અંક : ૭૫, જાન્યુઆરી - ૨૦૧૩ |
| ૧૩. | ગઝલ | ગુણવંત ઉપાધ્યાય | અંક : ૭૫, જાન્યુઆરી - ૨૦૧૩ |
| ૧૪. | ભોળિયા | પુરુષોત્તમ જાદવ | અંક : ૭૫, જાન્યુઆરી - ૨૦૧૩ |
| ૧૫. | ચાલાકી | હર્ષદ સોલંકી | અંક : ૭૫, જાન્યુઆરી - ૨૦૧૩ |
| ૧૬. | કાવ્ય | વિનુ બામણિયા 'અતીત' | અંક : ૭૫, જાન્યુઆરી - ૨૦૧૩ |
| ૧૭. | દુહા | શિવજી રૂખડા | અંક : ૭૬, ફેબ્રુઆરી - ૨૦૧૩ |
| ૧૮. | શીખશો ક્યારે તમે | મણિલાલ ન. પટેલ 'જગતમિત્ર' | અંક : ૭૬, ફેબ્રુઆરી - ૨૦૧૩ |
| ૧૯. | માનવતાવાદી ક્રાંતિ | બાલકૃષ્ણ આનંદ | અંક : ૭૬, ફેબ્રુઆરી - ૨૦૧૩ |
| ૨૦. | બલ્બ છું... | જિતેન્દ્ર પ્રજાપતિ | અંક : ૭૬, ફેબ્રુઆરી - ૨૦૧૩ |
| ૨૧. | ગઝલ | માસૂમ મોડાસવી | અંક : ૭૬, ફેબ્રુઆરી - ૨૦૧૩ |
| ૨૨. | Bullet on neck day | રમેશ સોલંકી | અંક : ૭૬, ફેબ્રુઆરી - ૨૦૧૩ |
| ૨૩. | આટલો ધનવાન ! | કિસન સોસા | અંક : ૭૭, માર્ચ- ૨૦૧૩ |
| ૨૪. | શિક્ષિત બન | ડૉ. ભીખુ વેગડા 'સાફલ્ય' | અંક : ૭૭, માર્ચ- ૨૦૧૩ |
| ૨૫. | મૃત્યુઘંટ | શંકર પેન્ટર | અંક : ૭૭, માર્ચ- ૨૦૧૩ |
| ૨૬. | કવિતા | નરેન્દ્ર વેગડા | અંક : ૭૭, માર્ચ- ૨૦૧૩ |
| ૨૭. | અમે છીએ ભૈ તુરી રે | બાબુભાઈ આર. નાયક | અંક : ૭૭, માર્ચ- ૨૦૧૩ |
| ૨૮. | રાહમાં ! | કિસન સોસા | અંક : ૭૮, એપ્રિલ - ૨૦૧૩ |
| ૨૯. | પછી જય બોલજો ! | શિવજી રૂખડા | અંક : ૭૮, એપ્રિલ - ૨૦૧૩ |
| ૩૦. | ગઝલ | માસૂમ મોડાસવી | અંક : ૭૮, એપ્રિલ - ૨૦૧૩ |
| ૩૧. | પછાત માણસ | પ્રા. વાઢેળ પુષ્પાબેન એમ. 'માનવ' | અંક : ૭૮, એપ્રિલ - ૨૦૧૩ |
| ૩૨. | એક કાવ્ય | એચ.બી. મકવાણા 'હબીબ' | અંક : ૭૮, એપ્રિલ - ૨૦૧૩ |
| ૩૩. | સમાનતાની હાકલ | હરપાલ રાણા | અંક : ૭૮, એપ્રિલ - ૨૦૧૩ |
| ૩૪. | આવીશ ! | બાલકૃષ્ણ આનંદ | અંક : ૭૯, મે - ૨૦૧૩ |
| ૩૫. | સમય લાગે છે | માનસિંહ ચાવડા 'મિલન' | અંક : ૭૯, મે - ૨૦૧૩ |
| ૩૬. | ભઈલા | શિવજી રૂખડા | અંક : ૭૯, મે - ૨૦૧૩ |
| ૩૭. | આ શબ્દો સાથી બન્યા છે મારા | મધુવીર સોલંકી 'અમિતમિત્ર' | અંક : ૭૯, મે - ૨૦૧૩ |

| | | |
|---|---|---|
| ૩૮. કોઈ એવે દેશ | ડૉ. મેરુ એચ. વાઢેળ | અંક : ૮૦, જૂન - ૨૦૧૩ |
| ૩૯. તમે ! | શિવજી રૂખડા | અંક : ૮૦, જૂન - ૨૦૧૩ |
| ૪૦. એક આંગળી | કાન્તિલાલ મકવાણા 'કાતિલ' | અંક : ૮૦, જૂન - ૨૦૧૩ |
| ૪૧. ક્યાં સુધી ? | શામજી બી. ચૌહાણ | અંક : ૮૦, જૂન - ૨૦૧૩ |
| ૪૨. દલિતો રે'શો હવે ના મૂક ! | બ્રહ્મ ચમાર | અંક : ૮૦, જૂન - ૨૦૧૩ |
| ૪૩. એક ગઝલ | નરેન્દ્ર વેગડા | અંક : ૮૦, જૂન - ૨૦૧૩ |
| ૪૪. કોઈક પૂછે છે તમે કેવા રે... | ડૉ. ઉમંગ પરીખ | અંક : ૮૧, જુલાઈ- ૨૦૧૩ |
| ૪૫. 'નામવર'ને નામ | કિસન સોસા | અંક : ૮૧, જુલાઈ - ૨૦૧૩ |
| ૪૬. કોને ખબર ? | બાલકૃષ્ણ આનંદ | અંક : ૮૧, જુલાઈ - ૨૦૧૩ |
| ૪૭. કલેશ્વરીને મેળે | માસૂમ મોડાસવી | અંક : ૮૧, જુલાઈ - ૨૦૧૩ |
| ૪૮. ખૂટતું નથી | માનસિંહ ચાવડા 'મિલન' | અંક : ૮૧, જુલાઈ - ૨૦૧૩ |
| ૪૯. જાળું | ડૉ. મેરુ એચ. વાઢેળ | અંક : ૮૧, જુલાઈ - ૨૦૧૩ |
| ૫૦. મારા પ્રત્યેનો ભાવ | બ્રહ્મ ચમાર | અંક : ૮૧, જુલાઈ - ૨૦૧૩ |
| ૫૧. ગુરુદક્ષિણા | બ્રહ્મ ચમાર | અંક : ૮૨, ઓગષ્ટ - ૨૦૧૩ |
| ૫૨. ગઝલ | માસૂમ મોડાસવી | અંક : ૮૨, ઓગષ્ટ - ૨૦૧૩ |
| ૫૩. મહાડ સત્યાગ્રહ... | ગોવિંદભાઈ ચૌહાણ | અંક : ૮૨, ઓગષ્ટ - ૨૦૧૩ |
| ૫૪. ગઝલ | આબિદ ભટ્ટ | અંક : ૮૨, ઓગષ્ટ - ૨૦૧૩ |
| ૫૫. આ યમદૂતોને ! | હિતેન્દ્ર હિતકર | અંક : ૮૨, ઓગષ્ટ - ૨૦૧૩ |
| ૫૬. મુક્તક | શિવજી રૂખડા | અંક : ૮૩, સપ્ટેમ્બર - ૨૦૧૩ |
| ૫૭. યાદ આવ્યો મને ગેલેલિયો... | મધુવીર સોલંકી | અંક : ૮૩, સપ્ટેમ્બર - ૨૦૧૩ |
| ૫૮. ત્રણ કાવ્યો | નરેન્દ્ર વેગડા | અંક : ૮૩, સપ્ટેમ્બર - ૨૦૧૩ |
| ૫૯. હું છેવાડાનો માણસ | પ્રીતેશ અમીન | અંક : ૮૪, ઓક્ટોબર - ૨૦૧૩ |
| ૬૦. યશલોલૂપ ડોસાને | કિસન સોસા | અંક : ૮૪, ઓક્ટોબર - ૨૦૧૩ |
| ૬૧. ચંપાનું ફૂલ | કાન્તિલાલ મકવાણા 'કાતિલ' | અંક : ૮૪, ઓક્ટોબર - ૨૦૧૩ |
| ૬૨. લૂંટ્યો કર્ણને | વિઠ્ઠલરાય શ્રીમાળી | અંક : ૮૪, ઓક્ટોબર - ૨૦૧૩ |
| ૬૩. ગઝલ | અનંત રાઠોડ 'અનંત' | અંક : ૮૪, ઓક્ટોબર - ૨૦૧૩ |

## સમીક્ષા/ અવલોકન / કવિતા-વાર્તા આસ્વાદ

| | | |
|---|---|---|
| ૧. મોહન પરમારની 'રઢ' | પ્રા. હીરજી પા. સિંચ | અંક : ૭૬, ફેબ્રુઆરી - ૨૦૧૩ |
| ૨. સાવ છૂટાં પર્ણમાં પાંગરતી કવિતા | મનીષી જાની | અંક : ૭૬, ફેબ્રુઆરી - ૨૦૧૩ |
| ૩. ગુજરાતી સાહિત્યની સત્ત્વશીલ દલિત નવલકથા | ધરમાભાઈ શ્રીમાળી | અંક : ૭૮, એપ્રિલ - ૨૦૧૩ |
| ૪. સમન્વયનો ઘૂંટાયેલો નરવો-સરવો મિજાજ | દાન વાઘેલા | અંક : ૭૯, મે - ૨૦૧૩ |
| ૫. 'ગુજરાતી દલિત કવિતાનો આસ્વાદ': આસ્વાદ્ય આસ્વાદગ્રંથ | રતિલાલ કા.રોહિત | અંક : ૮૦, જૂન - ૨૦૧૩ |

| | | | |
|---|---|---|---|
| ૬. | સમથળ - ''બધું સમથળ સાચવતી વાર્તા'' | સુરેશ એન. પરમાર | અંક : ૮૦, જૂન - ૨૦૧૩ |
| ૭. | વાસ્તવિકતા અને વિરોધાભાસનો કલાત્મક આકાર 'બદલો' | ડૉ. કલ્પના મચ્છર | અંક : ૮૦, જૂન - ૨૦૧૩ |
| ૮. | 'પેંતરો' વાર્તા વિશે | પ્રશાંત પટેલ | અંક : ૮૦, જૂન - ૨૦૧૩ |
| ૯. | ''ડૉ. બાબાસાહેબના ચૂંટેલા ચિરસ્મરણીય પ્રવચનો''નો આવકાર | પ્રા. યશવન્ત વાઘેલા | અંક : ૮૦, જૂન - ૨૦૧૩ |
| ૧૦. | સંકટ : કોમી વેર-ઝેરમૂલક સંકટના નિદાન-નિરાકરણને લક્ષ્યતી મર્મસ્પર્શી નવલકથા | બાબુ દાવલપુરા | અંક : ૮૧, જુલાઈ - ૨૦૧૩ |
| ૧૧. | 'મલક' દલિતચેતનાનું કલાત્મક રૂપાંતર | ડૉ. ભરત સોલંકી | અંક : ૮૧, જુલાઈ - ૨૦૧૩ |
| ૧૨. | વેદના, વિદ્રોહ અને વિવશતાનું સરનામું : 'ટોડલો' | કલ્પના મચ્છર | અંક : ૮૨, ઓગષ્ટ - ૨૦૧૩ |
| ૧૩. | 'માટી કહે કુમ્હાર સે' : નારી ચેતનાની મશાલ મુનિલા | ડૉ. એન.એસ. પરમાર | અંક : ૮૨, ઓગષ્ટ - ૨૦૧૩ |
| ૧૪. | 'જન્મારાનો થાક : વૃદ્ધ મજૂરનું ગીત' | જયંત કોરડિયા | અંક : ૮૩, સપ્ટેમ્બર - ૨૦૧૩ |
| ૧૫. | લખ્યા લલાટે લેખ : દલિતવિમર્શ | ભીમજી ખાચરિયા | અંક : ૮૩, સપ્ટેમ્બર - ૨૦૧૩ |
| ૧૬. | દલિત સંવેદનાનો કળાયમ આવિર્ભાવ મોહન પરમારની નવલકથાઓ | પંકજકુમાર એલ. પરમાર | અંક : ૮૪, ઓક્ટોબર - ૨૦૧૩ |
| ૧૭. | એક બિનદલિત લેખિકાની દલિતસંવેદના | વંદના રામી | અંક : ૮૪, ઓક્ટોબર - ૨૦૧૩ |

## અભ્યાસલેખ

| | | | |
|---|---|---|---|
| ૧. | મોહન પરમારની વાર્તાઓ | નાથાલાલ ગોહિલ | અંક : ૭૪, ડિસેમ્બર- ૨૦૧૨ |
| ૨. | દલિત સાહિત્યનાં લેખાં-જોખાં | વસંત રોહિત | અંક : ૭૪, ડિસેમ્બર- ૨૦૧૨ |
| ૩. | 'દલિતચેતના'નું છઠ્ઠું વર્ષ - વસ્તુલક્ષી અને પ્રતીકાત્મક રચનાઓનો સંતર્પક સમન્વય | ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ' | અંક : ૭૫, જાન્યુઆરી - ૨૦૧૩ |
| ૪. | ચેતનાની આંતરચેતના | ગુણવંત ઉપાધ્યાય | અંક : ૭૫, જાન્યુઆરી - ૨૦૧૩ |
| ૫. | ૨૦૧૦-૧૧ની શ્રેષ્ઠ વાર્તા | રાજેન્દ્ર પટેલ | અંક : ૭૫, જાન્યુઆરી - ૨૦૧૩ |
| ૬. | પરિવર્તન - હા, મૂળસોતું પરિવર્તન ! | ભી.ન. વણકર | અંક : ૭૫, જાન્યુઆરી - ૨૦૧૩ |
| ૭. | ચરોતરના રોહિત સમાજનાં લગ્નગીતો | પ્રા. વસંત એમ. રોહિત | અંક : ૭૬, ફેબ્રુઆરી - ૨૦૧૩ |
| ૮. | હિન્દી દલિત નાટક : એક દ્રષ્ટિ... | પ્રા. આર.એચ. વણકર | અંક : ૭૬, ફેબ્રુઆરી - ૨૦૧૩ |
| ૯. | વિરલ વિભૂતિઓના જીવનપ્રસંગોમાંથી પ્રગટ થતી દલિત વિચારધારા | ડૉ. રમેશ સાગઠિયા | અંક : ૭૭, માર્ચ- ૨૦૧૩ |
| ૧૦. | વંશ | વી.એમ. પરમાર | અંક : ૭૭, માર્ચ- ૨૦૧૩ |
| ૧૧. | 'દલિત કવિતા'નો પ્રમુખ સૂર : વેદના અને આક્રોશ | પ્રા. લીલાવતી એમ. કાલાવાડિયા | અંક : ૭૮, એપ્રિલ - ૨૦૧૩ |

| | | |
|---|---|---|
| ૧૨. 'માય ડિયર જયુ'ના વાર્તાસંગ્રહ 'મને ટાણા લઈ જાવ!'માં દલિતચેતના | નરેન્દ્ર બી. પરમાર | અંક : ૭૮, એપ્રિલ - ૨૦૧૩ |
| ૧૩. એકાંકી : સ્વરૂપગત લાક્ષણિકતાઓ | પ્રા. યશવન્ત વાઘેલા | અંક : ૭૯, મે - ૨૦૧૩ |
| ૧૪. ઠાકર્યાગીતોનું વર્ગીકરણ અને તેમાંથી પ્રગટતું સમકાલીન લોકમાનસ | ડૉ. અમૃત કુંવર | અંક : ૭૯, મે - ૨૦૧૩ |
| ૧૫. દલિત સાહિત્યની વિભાવના | ડૉ. સંજય જે. આચાર્ય | અંક : ૮૦, જૂન - ૨૦૧૩ |
| ૧૬. યુગ પ્રવર્તક પત્રકાર : ડૉ. બાબાસાહેબ આંબેડકર | ડૉ. રાકેશ રાવત | અંક : ૮૧, ઓગષ્ટ - ૨૦૧૩ |
| ૧૭. 'સંત કવિ ભવાનીદાસ' જીવન-કવન અને દર્શન | પ્રો. ડૉ. રમેશ સાગઠિયા | અંક : ૮૨, ઓગષ્ટ - ૨૦૧૩ |
| ૧૮. 'માવતર' નવલકથાની ભાષાશૈલી | પલ્લવી દેવ | અંક : ૮૩, સપ્ટેમ્બર - ૨૦૧૩ |
| ૧૯. કબીરસાહેબ અને કાવ્ય-કમાલ | દાન વાઘેલા | અંક : ૮૪, ઓક્ટોબર - ૨૦૧૩ |

# કવિની દષ્ટિએ પોતાની શ્રેષ્ઠ કવિતા : આત્મકથન

| | | |
|---|---|---|
| ૧. એવા વળાંક પર | કિસન સોસા | અંક : ૭૩, નવેમ્બર - ૨૦૧૨ |
| ૨. ઘરડીમાનો કાગળ | દાન વાઘેલા | અંક : ૭૩, નવેમ્બર - ૨૦૧૨ |
| ૩. ત્યાં સુધી | ધરમસિંહ પરમાર | અંક : ૭૩, નવેમ્બર - ૨૦૧૨ |
| ૪. ગરીબોનું ગીત | નગીનચંદ્ર ડોડિયા | અંક : ૭૩, નવેમ્બર - ૨૦૧૨ |
| ૫. પીડિતના આંસુ | નરેન્દ્ર વેગડા | અંક : ૭૩, નવેમ્બર - ૨૦૧૨ |
| ૬. દોસ્ત દાના | નિલેશ કાથડ | અંક : ૭૩, નવેમ્બર - ૨૦૧૨ |
| ૭. હું ન ડોશી | નીરવ પટેલ | અંક : ૭૩, નવેમ્બર - ૨૦૧૨ |
| ૮. આ ગામ | પુરુષોત્તમ જાદવ | અંક : ૭૩, નવેમ્બર - ૨૦૧૨ |
| ૯. શસ્ત્ર સંન્યાસ | પ્રવીણ ગઢવી | અંક : ૭૩, નવેમ્બર - ૨૦૧૨ |
| ૧૦. મારા લોકો | ભી.ન. વણકર | અંક : ૭૩, નવેમ્બર - ૨૦૧૨ |
| ૧૧. એક દલિતોક્તિ | મણિલાલ ન. પટેલ 'જગતમિત્ર' | અંક : ૭૩, નવેમ્બર - ૨૦૧૨ |
| ૧૨. એક ગઝલ | મનીષ પરમાર | અંક : ૭૩, નવેમ્બર - ૨૦૧૨ |
| ૧૩. દલિતચેતના | મહેશચંદ્ર પંડ્યા | અંક : ૭૩, નવેમ્બર - ૨૦૧૨ |
| ૧૪. ઓળખ | યશવન્ત વાઘેલા | અંક : ૭૩, નવેમ્બર - ૨૦૧૨ |
| ૧૫. અમે તો | રમણ વાઘેલા | અંક : ૭૩, નવેમ્બર - ૨૦૧૨ |
| ૧૬. કાનુડાને કેમ નાખી ચીસ ? | વિઠ્ઠલરાય | અંક : ૭૩, નવેમ્બર - ૨૦૧૨ |
| ૧૭. મોચી | વિનોદ ગાંધી | અંક : ૭૩, નવેમ્બર - ૨૦૧૨ |
| ૧૮. 'તું ચ્યમ્ 'લ્યા આટલું ફાટી જ્યું સઅ્ ?' | શંકર પેન્ટર | અંક : ૭૩, નવેમ્બર - ૨૦૧૨ |
| ૧૯. 'કો' તો ખરા ?' | સંજય ચૌહાણ | અંક : ૭૩, નવેમ્બર - ૨૦૧૨ |
| ૨૦. કબૂતરોનું ટોળું | સામંત સોલંકી | અંક : ૭૩, નવેમ્બર - ૨૦૧૨ |
| ૨૧. તાંણવા માટઅ નૈ આવવાના | સાહિલ પરમાર | અંક : ૭૩, નવેમ્બર - ૨૦૧૨ |

## 'દલિતચેતના'ના આજીવન ગ્રાહકો

૧૯૫. શ્રી મહેશ દાફડા - ભાવનગર
૧૯૬. શ્રી અમૃત મકવાણા - સુરેન્દ્રનગર
૧૯૭. શ્રી આનંદ વસાવા - અમદાવાદ
૧૯૮. ડૉ. અરૂણ વાઘેલા - અમદાવાદ
૧૯૯. શ્રી હર્ષલ કણબી - સુરત
૨૦૦. શ્રી રમણ મેકવાન - આણંદ
૨૦૧. શ્રી રમણ નડીયાદી - નડીયાદ
૨૦૨. શ્રી શાર્દૂલ સોલંકી - અમદાવાદ
૨૦૩. શ્રી હરગોવિંદ બી. મકવાણા - ગાંધીનગર
૨૦૪. શ્રી વિપુલ વ્યાસ - વડોદરા
૨૦૫. શ્રી નરેશ વાઘેલા - અંકલેશ્વર
૨૦૬. શ્રી શાંતિલાલ જી. પરમાર - ચાંદખેડા
૨૦૭. શ્રી હરીશ વટાવવાળા - વડોદરા
૨૦૮. શ્રી પ્રવીણચંદ્ર સી. શ્રીમાળી - ચાંદખેડા
૨૦૯. શ્રી કાન્તિભાઈ પટેલ - ચાંદખેડા
૨૧૦. શ્રી હરીશ ખત્રી - અમદાવાદ
૨૧૧. શ્રી જિજ્ઞેશ બ્રહ્મભટ્ટ - અમદાવાદ
૨૧૨. શ્રી પ્રહલાદભાઈ ચૌધરી - મેમદપુર
૨૧૩. શ્રી વિનોદભાઈ વ્યાસ - અમદાવાદ
૨૧૪. પ્રા. શ્યામજી બી. વાઢેળ - વીરમગામ
૨૧૫. પ્રા. મહેશ બાલાશંકર દવે - સાબરમતી
૨૧૬. શ્રી મુકેશ એન. મકવાણા - પોરબંદર
૨૧૭. ડૉ. રમેશ સાગઠિયા - જૂનાગઢ
૨૧૮. શ્રી જે.એમ. પારઘી - જૂનાગઢ
૨૧૯. પ્રા. મહેશ બારોટ - વિસનગર
૨૨૦. પુષ્પાબેન વાઢેર - વેરાવળ
૨૨૧. યુની. ટ્રસ્ટ સૂરજબા મહિલા આર્ટ્સ કોલેજ - નડીયાદ
૨૨૨. ડૉ. દલપત ચાવડા - રાજકોટ
૨૨૩. શ્રી હરપાલ રાણા - ભાવનગર
૨૨૪. ગુજરાત વિદ્યાપીઠ - અમદાવાદ
૨૨૫. પ્રા. હર્ષદ પરમાર - ગાંધીનગર
૨૨૬. પ્રા. ઈશ્વરભાઈ કે. પરમાર - વડનગર
૨૨૭. ડૉ. પ્રભુદાસ આર. પટેલ - રાજપુર
૨૨૮. પ્રિન્સિપાલશ્રી, આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજ - વાપી
૨૨૯. શ્રી નૈષધ મકવાણા - વડોદરા
૨૩૦. શ્રી પ્રાચિત આનંદ મકવાણા - અમદાવાદ
૨૩૧. ડૉ. આર.એચ. વણકર - ઉપલેટા
૨૩૨. પ્રા. બી.એમ. ગામિત - મહુવા
૨૩૩. ડૉ. દિલીપ યાદવ - ઝાલોદ
૨૩૪. સંધ્યા ભટ્ટ - બારડોલી
૨૩૫. સેજલ શાહ - મુંબઈ
૨૩૬. સેતુ વિદ્યાલય - વીરમગામ
૨૩૭. શ્રી સી.બી. ઝાલા - રાજકોટ
૨૩૮. શ્રી પીયુષ જાદુગર - ચાંદખેડા
૨૩૯. શ્રી કાન્તિ બથવાર - ભાવનગર
૨૪૦. પ્રા. એ.જી. વસાવા - મહુવા
૨૪૧. શ્રી રમેશ વાઘેલા - પંચમહાલ
૨૪૨. શ્રી મુકેશ પી. ચાંગાણી - જામવંથલી
૨૪૩. શ્રી નીતિન વડગામા - રાજકોટ
૨૪૪. શ્રી સતીષ પ્રિયદર્શી - હાલોલ
૨૪૫. શ્રી જયંતિભાઈ નાયી - મહેસાણા
૨૪૬. શ્રી રાજેન્દ્ર કે. પરમાર - ગાંધીનગર
૨૪૭. શ્રી રતિલાલ એસ. મકવાણા - નંદાસણ
૨૪૮. શ્રી વિનુભાઈ બામણિયા - ગોધરા
૨૪૯. શ્રી ભીમજીભાઈ ખાચરીયા - જેતપુર
૨૫૦. શ્રી પી.આર. લીલ - બીકાનેર
૨૫૧. શ્રી પ્રહલાદભાઈ પી. સોલંકી - આદુદરા
૨૫૨. શ્રી બાબુ દાવલપુરા - આણંદ
૨૫૩. શ્રી સુરેશ ઓઝા - અમદાવાદ
૨૫૪. શ્રી બી.કે. શ્રીમાળી - ચાંદખેડા
૨૫૫. શ્રી પ્રકાશભાઈ આર. પટેલ - ચાંદખેડા
૨૫૬. શ્રીમતી લલિતાબેન ભૂત - ઉપલેટા
૨૫૭. ડૉ. રમણિકલાલ યાદવ - રાજકોટ
૨૫૮. શ્રી નરેન્દ્ર પરમાર - રાજકોટ
૨૫૯. શ્રી હીરાભાઈ આર. સોલંકી - ઈસરવાડા
૨૬૦. શ્રી રૂડાભાઈ એચ.બોચિયા - થરાદ
૨૬૧. શ્રી સીલવાસા ઈન્સ્ટીટ્યુટ ઓફ હાયર લર્નીંગ - સીલવાસા

'DALITCHETNA' Registered Under RNI NO. GUJ GUJ - 2006 / 21496 Permitted to Post at Ahmedabad PSO on13th of every month under Postal regd. no: G- GNR - 242 /2013-2015 issued by SSPO'S Ahmeabad. Valid upto 31-12-2015

## સર્જક પ્રીતેશ અમીન : અન્યની નજરે...

પ્રીતેશ અમીન લેખકની નિરીક્ષણશક્તિનો પદે પદે અહેસાસ થાય છે. એમના ગ્રામજીવનના અનુભવો અને તદરૂપ જીવનરીતિનું દર્શન થાય છે... આ દિશામાં લેખકનું ચિંતન અને દર્શન પ્રશસ્ય છે. વસ્તુનિરૂપણ, પાત્રાલેખન, પરિસ્થિતિચિત્રણ અને જીવનદષ્ટિ વગેરે દષ્ટિએ... એક ગણનાપાત્ર કૃતિ બની છે. એની સૂક્ષ્મ કલાત્મકતા ભાવકોને હૃદયસ્પર્શી નીવડશે. એના પ્રકાશન સમયે શ્રી પ્રીતેશ અમીનને હાર્દિક અભિનંદન આપવા સાથે એમની પાસેથી વધુ ઉત્કૃષ્ટ કૃતિઓ મળે એની રાહ જોઈએ.

- રમણલાલ જોશી

પ્રીતેશ અમીન સચ્ચાઈ મને હંમેશાં સ્પર્શી જાય છે. એમને ગ્રામજીવનનો તથા નગરજીવનનો તળનો અનુભવ છે તથા એમણે અઢળક વાચ્યું છે અને પચાવ્યું છે જે એમની સાહિત્યયાત્રાને જીવંત બનાવે છે... શાળાજીવનથી જ પ્રીતેશને લેખનનો શોખ... કાવ્યસર્જન ઉપરાંત પ્રીતેશે વાર્તા, નવલકથા, ચરિત્ર, નિબંધ, વિવેચન, આત્મકથારૂપ ડાયરી વગેરે ક્ષેત્રે પણ ખેડાણ કર્યું છે. સચ્ચાઈ તથા સંવેદનથી સભર.. તેમના ભાવજગતનો અનુભવ થાય છે. પ્રેમ, વેદના, લાચારી, તરસ, મરણ જેવા વિષયો ઉપરાંત... સમાજચેતના પણ ધબકે છે.

- હર્ષ બ્રહ્મભટ્ટ

શ્રી પ્રીતેશ અમીન... લેખકના ગ્રામજીવનના અનુભવો, પાત્રનિરૂપણ, પરિસ્થિતિ અને સંજોગોનું તાદશ્ય વર્ણન તેમજ લેખકનું મનન લોકભોગ્ય બનાવે છે. 'સપનાંના સૂરજ આથમી ગયા' વાર્તાસંગ્રહ પ્રકાશન વેળાએ શ્રી પ્રીતેશ અમીનને અંતઃકરણની શુભેચ્છાઓ.

- વી.એસ. ગઢવી

કવિ પ્રીતેશ અમીન, પ્રથમ પરિચયે જ ગમી જાય એવું સાલસ અને શીળું વ્યક્તિત્વ, પણ બોદું-ઢીલોપોચું નહી. તમે એમની આંખોના ઊંડાણમાં જોઈ શકો તો થોડો ઉન્માદ, થોડો અવસાદ, ખોબો એક સપનાં, નિષ્ફળ પ્રણયીની વેદનાને છતાં જીવન સાથે તાલ મેળવવાની તાલાવેલી જરૂર દેખાય.

- હર્ષદ ત્રિવેદી

'DALITCHETNA' is owned, published, Printed and Edited by Manoj Mohanlal Parmar, Published Form A-25, parimal society, chandkheda-382424, Dist. Gandhinagar, Printed of Mistry offset, Plot No:410, G.I.D.C., Sector-28, Gandhinagar.